# પ્રેમરાય અને ચારૂમતી.

રચીને

પ્રસિદ્ધ કરનાર

રણછોડભાઈ ઉદયરામ.



મુંબઈ

નિર્ણયસાગર મુદ્રાયંત્ર.

સંવત ૧૯૩૨ ફાલ્ગુન.

સન ૧૮૭૬ માર્ચ.

મૂલ બાર આના.

# પ્રેમરાય અને ચારૂમતી.

પાત્ર.

ઢોલારાય............................પ્રેમપુરીનો રાજા.
ગુણવંતરાય ..........................તેનો પ્રધાન.
માનસિંહ.............................તેનો સેનાપતિ.
કાયસ્થ ..............................તેનો આપ્તમંત્રી
પ્રતાપરાય ..........................માનસિંહનો પુત્ર, ચતુરીનો પ્રિય.
પ્રેમરાય ............................ચારૂમતીનો પ્રિય.
ચારૂમતી.............................ગુણવંતરાયની પુત્રી.
મોહના ..............................ગુણવંતરાયની સ્ત્રી.
ઉદયસિંહ.............................પ્રેમપુરીનો એક રજપૂત.
વિદ્યાધર............................દરબારી વિદ્યાગુરૂ.
ચતુરી ..............................વિદ્યાધરની કરીરાખેલી પુત્રી.
બાલાદેવી ...........................ઢોલારાયની ભાભી.
જેકલી તથા નવલ .....................બાલાદેવીની દાસિયો.
ચંદ્રાવળી ...........................ચારૂમતીની દાસી.
મેધારીરાય ..........................કપટપુરીનો યુવરાજ.
બાલારાય ...........................બાલાપુરીનો રાજા.
પ્રધાન .............................તેનો કારભારી.
ભાયાત .............................તેનો પિત્રાઈ.
લીલાદેવી ...........................તેની મા.
ભીમજી .............................ભાયાતનો કારભાર
દેવો. જગો, ભગો....................મારા.

દાસ, દાસિયો, અસ્વારો, ન્યાયાધિશો, નાગરિકો, પૂજારી, જાસુસ, ખવાસ ખવાશણો, મુખ્યિકો સુભટો, ઈત્યાદિ.





# પ્રેમરાય અને ચારૂમતી.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ, પ્રેમપુરીમાં પ્રેમરાયનું ઘર.

પ્રેમરાય— (રાગ મારૂ.)

ક્યાં ખાબોચિયું સાગર ક્યાં, ક્યાં મૂર્ખો ને નાગર[1] ક્યાં;
ક્યાં પર્વત ને પથ્થર ક્યાં, ક્યાં માછલી ને મગ્ગર ક્યાં. ૧
જઈ સાગર નદીમાં ન ભળશે, વાઘ બકરાં ટોળામાં ન હળશે;
નેવનાં પાણી મોભે ન જાશે, રંક રાય મેળાપ ન થાશે. ૨
એ તો મહાજનની છે બેટી, રાખી કબજે રત્ન તણી પેટી;
કોઈ નજર નાખવા ન પામે, તેની સાથે પ્રીતિ કેમ જામે. ૩
એકઅંગી[2] પ્રેમને શું કરિયે, એવા પ્રેમ ભારી બળી મરિયે;
મેઘકાજે ચકોરજ તલસે, તે તો તેને કાજે નવ તરસે. ૪
છાની કુમુદિની[3] મન ફૂલે, ચંદ્ર એને કાજે નવ ઝૂરે;
સર્વ સંસાર મુજમારે છે, એવું માન્યામાં ના કોણ કે છે. ૫
કેમ મન મારૂં વલખાં તું મારે, કૂદી ચંદ્ર ઝાલવા તું ધારે;
થઈ નિરાશ પાછું તું પડશે, ત્યારે બમણો પસ્તાવો કરશે. ૬
ડાહ્યા પ્રથમથી જોઈ વિચારી, શક્ય આશા બાંધે યોગ્ય ધારી;
મૂર્ખા મ્હોટી મ્હોટી આશા બાંધે, તેને તેર તુટે સાત સાંધે. ૭
મેં તો મનને ઘણું સમજાવ્યું, યોગ્ય અયોગ્ય સઘળું જણાવ્યું;
પ્રેમમાં કે' ન પાંડિત્ય આણો, પ્રેમના પંથ ન્યારા પ્રમાણો. ૮
એની પ્રેમ ભરેલી આંખો, તેણે સ્તબ્ધ કરી મને નાંખ્યો;
જાણે જૂનો સ્નેહી તેણે જોયો, હાથ લાગ્યો હતો જે ખોયો. ૯

---

૧ ચતુર. ૨ બેનો અન્યોન્ય પ્રેમ જોઈયે તેને બદલે માત્ર એકનોજ પ્રેમ. ૩ પોયણી.

મોતીમાંથી પાણીવાળું પરખે, તેમ પરખી કાં'ડ્યો મને હરખે;
હવે કેમ રાખું મન ભ્રાન્તિ, એ તો લૂંટી ચાલી મારી શાન્તિ. ૧૦
એણે મુજમાં પ્રેમ બીજ રોપ્યું, રોપ્યું છે પણ તે નથી લોપ્યું;
મીઠી દૃષ્ટિ રૂપી શીત પાણી, પાય[૪] પખવાડિયે પ્રેમ આણી. ૧૧
હવે કેમ ભૂલાવો હું ખાઉં, એને ક્યમ કરી મળવાને જાઉં;
મન સ્થિરતા નથી મારૂં ધરતું, થવા સાહસિક તે નથી ડરતું. ૧૨
મારો પ્રેમ અયોગ્ય ન થાય, સિંહ તરણું ખાવા નવ જાય;
માટે મારે નિરાશ ન થાવું, પ્રેમ દોરે તે પંથે દોરાવું. ૧૩
પ્રેમ મનગમતી વાતો માને, હોય ઉલટી તે લે નવ ધ્યાને;
એમાં મારો ન ચાલે ઉપાય, મુકું દોરી વેહેતી–શું થાય. ૧૪

## પ્રવેશ ૨ જો.

### સ્થળ, સેનાપતિનો મેહેલ.

માનસિંહ—( એકલો ) ( દુહો. )

નૌપતિને[૫] નાકા[૬] દઇ, સૂવે ઘણી નિશ્ચિંત;
ખડ્ગ, ચાંચવા, ફિતુરનો, ડર નૌપતિને ચિત્ત. ૧૫
કપટકાર્ય કંઈ હોય તો, બમણી મનમાં બીક;
ભયભીત થઇ મન વ્યગ્ર રે', કશું ન લાગે ઠીક. ૧૬
સેનાપતિ હું તો રહ્યો, રહ્યો મંત્રી ગુણવંત;
પણ જેથી સુખ કાંઈ નહિ, ઉત્તમ તેથી અંત. ૧૭
કપટી રીઝે કપટથી, ભલો ભલઈ વશ થાય;
જેના જેશું ગુણ મળે, તે તેથી રીઝાય. ૧૮
નૃપથી[૭] અમે ન રીઝિયે, અમથી ન રીઝે રાય;
ઉંચાં મન જેનાં થયાં, અરિ તે અંતે થાય. ૧૯
જાણે રાજા મનવિષે, રૈયત અમને ચા'ય;
તેથી પ્રીતિ બતાવીને, મળતો તે થઈ જાય. ૨૦

---

૪ ગુણવંતરાયે નગરી સમિપ "ચારૂમતીકુંજ" પોતાની પુત્રી માટે બનાવરાવ્યો હતો. ત્યાં ચારૂમતી, દર પખવાડિયે સૂષ્ટિવિદ્યાનું અધ્યયન કરવા જતી, તેના જોવામાં આવતી.

વેર અગ્નિ મનમાં વશી, બીડ્યો બીડ્યો ધુંધવાય,
કોઈક દિવશ ભભકો કરી, પ્રકટ બા'ર પડી જાય. ૨૧
વગાળ બળ વધતું થતાં, ફાટી નીસરી જાય;
અથવા ઈંધન બળથકી, બહુ ખેલાડી થાય.૯ ૨૨
ગનેસને સમજાયછે, ફંદ રચેછે રાય;
મંત્રી મન અકળાયછે, તેથી વળી કળાય. ૨૩
થાઓ ગમે તે આપણું તેની નહિ ચિંતાય;
પ્રજા પીડ બહુ પામશે, એ અતિ ચિંતા થાય. ૨૪

## પ્રવેશ ૩ જો.

સ્થળ, બીજું દિવાનખાનું. પ્રતાપરાય અને દાસ.

પ્રતાપરાય—પિતાજી નવરા છે કે નહિ એ તું જોઈ આવ્યો કે?

દાસ—હાજી, એ ઉંડા વચારમાં પડ્યાં હોય એમ જણાણુંછે. હું છેક પાહે ગયો, પણ એમણે કાંય જાણ્યું નહિ, ને ઉચું જોયું નહિ એટલે હું તો કાંઈ કહ્યા કર્યા વના પાછો આયો.

પ્રતાપરાય—બહુ સારૂં. જરા વાર રહીને પાછો ડોકિયું કરી આવજે. પણ વારૂં, આગળ જેવી સ્થિતિમાં એમને તું જોતો અને મને કહેતો તેવીજ સ્થિતિમાં આજે છે?

દાસ—અરે આજ તો મેં એમને શુંભ બની ગયેલા જોયા. માનો ન માનો પણ એ આપણા રાજાના વચાર કર્યા કરેછે. ગુણવંતરાય મંતરીનો હજુરી જે મારો વાહાલો ભાઈબંધ છે તે પણ મને કહેતો' તો કે, મંતરી, રાજાનાજ વચાર કર્યા કરેછે. અને તમારા પતાજી મંતરીની પાહે જાયછે તાણે પણ એજ વાત કરેછે.

પ્રતાપરાય—મને લાગેછે કે એ સંતાઈ રહીને સાંભળતો હશે?

દાસ—ના, ના, હંતાઈ રહીને તો શું, પણ મ્હોટા દિવાનખાનામાં થઈને હુવાના ઓરડામાં જવાનું એક બાયણું છે તાં આગળથી હંભળાય એવું છે.

૯ વગાળ રમાયાથી નાનાપ્રકારના ચમત્કાર થઈ શકેછે, તેમ વેરઅગ્નિ મનમાં ધુંધવાં કરતો હોય તે નાનાપ્રકારના પ્રપંચ ખેલ ખેલાવે.

પ્રતાપરાય—ત્યારે તું પણ પિતાજીની કેટલીક વાતો મને કહેતો તે એમજ સાંભળી હશે.

દાસ—હા, એમજ, મને મારા ભાઈબંધે એ બધું હુઝ પાડેલું.

પ્રતાપરાય—ખરી વાત કહી. મ્હોટા માણસની વાતો સાંભળવાથી કોઈ વાર ઘણો લાભ થાય.

દાસ—ભાઈ સાંબ આપે બરોબર વાત કીધી. મારો ભાઈબંધ પણ મને એમજ કેહેછે. પણ એ શું કરેછે તે હવે જોઈ આવું.

(જાયછે.)

પ્રતાપરાય—(દાસ ગયા પછી) આ ચાકરોનામાં કાંઈ કપટ છે ખરૂં. આપણો દાસ તો ભોળો જણાયછે, પણ મંત્રીનો હજુરી પક્કો દીસેછે. એણે આપણા દાસને, હજુ સુધી ભેદ કહ્યો હોય એમ લાગતું નથી. તથાપિ દાસને એના ભેગો મળી જવા દેવામાં ઠીક નથી.

## પ્રવેશ ૪ થો.

સ્થલ; માનસિંહનું દિવાનખાનુ.

માનસિંહ, દાસ.

દાસ—(નમન કરીને) પરતાપરાયજી વેનવેછે જે જો આપને નવરાશ હોય તો પૂછવાને આવું.

માનસિંહ—હું હવણાં ઘંટનાદ કરૂં એટલે પ્રતાપને કહિયે સુખે આવજો. (દાસ જાયછે એટલે પોતાના મનમાં.)

(દુહા.)

ડાહ્યો છે મુજ પુત્ર પણ, આવે કશે ન કામ;<br>
કામ ઘટિત કંઈ સોંપવું, જેથી રે' મન ઠામ. ૨૫

મન તો તુરંગી જાત છે, નવરૂં જો પડી જાય;<br>
કરે કુતર્ક વિવિધ તણા, વેગવાન બહુ થાય. ૨૬

ગતિ મળી કે અતિ ઘણું, ફરે ફાળકા પેઠ;<br>
સરે કામ સવળું ફરયે, અવળે ઉકલે હેઠ. ૨૭

ગૂંચઈ જાય પછી કોકડું, સૂતર બગડી જાય;<br>
ગચ પડેલી છોડતાં, ગૂચ ટૂટ બહુ થાય. ૨૮

નિજ સંગે કંઈ આગને બળવાનું મળી જાય;
ખાઉ ખાઉ કરી વધી જતાં, જોરાવર બહુ થાય. ૨૯
કાંઈ બાળવા નવ મળે, તો શક્તિ ઘટી જાય;
શિતલ થઈ અટકી પડે, આગળ વૃદ્ધિ ન થાય. ૩૦
ત્યમ મનવિકાર ઘણમાં, મળે હોમવા જેમ;
શમી જવાનું ભૂલીને, થાય ભૂખાળું તેમ. ૩૧
ધિકધિકતા વિકારથી, ચઢે ઉકાળો જેમ;
તેલ અશુદ્ધ સમ તપી જતાં, ઉભરણ આવે તેમ. ૩૨
વિવેકનો તેમાં કદિ, લીંબુરસ છંટાય;
તો તેના જોરે કરી, ઉભરણ બેશી જાય. ૩૩

## પ્રવેશ ૫ મો.

સ્થળ, પ્રતાપરાયનું દિવાનખાનું.

પ્રતાપરાય અને દાસ.

**દાસ**—(પ્રતાપરાયને) હું જોઈ આવ્યો. બાપાજી હજુ વચારે છે. તે કેહેછે કે હમણાં ઘંટડી વગાડું એટલે સુખે આવજો.

**પ્રતાપરાય**—દાસ! તું એમ સમજેછે કે પિતાજી રોજ રાજાનાજ વિચાર કર્યા કરેછે, પણ એ વિચાર તારો ખોટો છે. સમજુ મનુષ્યને ઘણા પ્રકારના વિચાર કરવાના હોયછે.

**દાસ**—મને તો એમજ લાગેછે કે એ રાજાનાજ વચાર કરેછે.

**પ્રતાપરાય**— (દુહા.)

ચતુર હૃદય ઘણું ગહન[10] છે, કળી શકે નવ કોય;
લોકો કલ્પે કંઈક ત્યાં, કારણ કંઈકજ હોય. ૩૪
ચઢે આધિ[11] તો વ્યાધિથી[12], પણ તે નવ પરખાય;
વ્યાધિ પડે નજરે બધો, પણ નવ આધિ જણાય. ૩૫
પીડે સૌને વ્યાધિ પણ, છે આધિ ખુબી વંત;
મૂર્ખ ડાળિયાને તજી, ઝાલે જે ગુણવંત. ૩૬

૧૦ કળી શકાય નહિ એવું. ૧૧ મનનું દુઃખ. ૧૨ શરીરનું દુઃખ.

**દાસ.**—તાણે એમ હશે. મને મારો ભાઈબંધ કેહેતો' તો કે, એ તો રાજનાજ વચાર કર્યાં કરેછે. તેથી મેં ધાર્યું જે એમજ હશે, ચમ જે, એક વાર એમને મ્હોડેથી નેકળ્યું કે "રાજા મૂરખ તો પરજાને દઃખ."

**પ્રતાપરાય.**—માત્ર "રાજા" એવો શબ્દ આવ્યો તેથી આપણા રાજાને તેં લાગું પાડી દીધું. એમણે તો સામાન્ય વાત કરી કે ગમે તે દેશનો પણ રાજા જો મૂર્ખ હોય તો તે દેશની પ્રજા દુઃખ પામે.

**દાસ.**—હા, હા, હવે મને હમજણ પડી, તાણે એમ હશે. પણ રાજાની બીક મંતરીને ઘણી લાગેછે તેથી તેનું શરીર ચંતામાં ઘટતું જાયછે એવું હજુરી કેહેતો'તો ને તમારા બાપને માટે પણ તેમજ કહ્યું.

**પ્રતાપરાય.**—એ તો મૂર્ખ છે. બંને જણ રાજા સાથે હળી મળીને કારભાર ચલાવેછે તેમાં રાજાની બીક શાની રહી? મેં તને હવણાં કહ્યું નહિ કે જે ગુણવંત પુરૂષો હોયછે તેને આધિ એટલે મનનાં દુઃખ ઘણા પ્રકારનાં હોયછે.

**દાસ.**—હા, હા, હા, એ તો ખરી વાત, પણ એથી શરીરને શું થતું હશે?

**પ્રતાપરાય.** (દુહા.)

બહુ આધિના બળથકી, ચતુર પુરૂષ પીડાય;
બહુ બળવંતો હોય પણ બળ તન બે ઘટી જાય. ૩૭
તનમાં મન પણ તોળતાં, બે જો રહે સમાન;
તો તે બે આરોગ્ય રે', વધે બેઉનું માન. ૩૮
તનનું બળ અતિ વધી જતાં, મનનું ત્રુટી જાય;
મનનું બળ વધવા થકી, તનનું હલકું થાય. ૩૯

**દાસ.**—એ વાત હવે મારે ગળે ઉતરી. પણ હાંભળો, ઘંટડી વાગેછે.

**પ્રતાપરાય.**—હા, હું સાંભળુછું. હવે હું પિતાજી પાસે જાઉંછું

## પ્રવેશ ૬ ઠો.

**સ્થલ, માનસિંહનું દિવાનખાનું.**

**માનસિંહ અને પ્રતાપરાય.**

**પ્રતાપરાય.**—(નમન કરીને.)

પિતા! મિત્ર જે માહરો, પ્રેમરાય કે'વાય,
તેને આજે નવ ભાળ્યો, મારે મન લલચાય. ૪૦

માનસિંહ.–(રાગ ઓખાહરણની ત્રીતાલ ચોપાઈનો.)
મને હર્ષ ઘણો મન આવે, તારો ગુણિયલ મિત્રજ કા'વે;
રે'વું ગુણિયળ કેરી સંગે, તે તો સુગુણ રંગથી રંગે.　　૪૧
મળે યોગ્ય ને યોગ્ય જો સંગી, એક બીજાના થાય તે રંગી;
એને શાળામાંથી મેં પરખ્યો, તારો સંગી કરાવી હું હરખ્યો.૪૨

પ્રતાપરાય.–પિતા! પાડ છે પૂરો તમારો, તમે યોગ કરાવ્યો અમારો;
એ છે વિદ્વાન, ધર્મમાં પૂરો, રાજનીતિમાં નિપુણ, શૂરો. ૪૩
એના જેવો જો રાજા હોય, દુઃખ પામે પ્રજામાં ન કોય;
અમે રમિયે તેમાં રાજા થાય, પછી ચૂકવે બાળનો ન્યાય.૪૪
તેમાં મંત્રી મુને કરી સ્થાપે, જેવો યોગ્ય તેવો ન્યાય આપે;
ગુરૂ સંતાઈ સાંભળી હરખે, બહુ વિવિધ રીતિથી પરખે. ૪૫
રચી સેનાના વર્ગ ઠરાવે, વિધવિધનાં બ્યૂહ[૧૨] કરાવે;
કોઈ કલ્પિત કિલ્લો ધારી, લઈ લે તેને છાપો મારી. ૪૬
કોઈ રાજછત્ર તેને ધરતું, કોઈ લઈ છડી પોકાર કરતું;
કોઈ ખંમાખંમા મુખે બોલે, ઢોલારાય એની નહિ તોલે. ૪૭

માનસિંહ.–એનું વલણ વિચિત્ર છે ભારી, તે તો અંતે નથી લાભકારી;
હવે વયમાં વધ્યો છે જ્યારે, બીજી રીતિ ચલાવેછે ત્યારે ૪૮
ઢોલારાયની જોઈ અનીતિ, એને મન ઉપજી છે અપ્રીતિ;
કરે રૈયતને જાણ રોજે, એને છેવટ એ નહિ બોજે. ૪૯
ઢોલારાય કાને વાત જાશે, ત્યારે એને હાની ભારે થાશે;
ભરે સસળું બાથ સિંહ સાથે, માર્યું જાય પોતાને હાથે. ૫૦
માટે કે' એને ચેતી એ ચાલે, નહિ તો માર્યો જશે કોઈ કાળે
મારો ભાવ એનાપર ભારી, માટે આપું સલા' લાભકારી. ૫૧
વળી એપર કોપે જો રાય, તુંથી એની સંગે ન રે'વાય;
પરાધીનપણું છે એવું, જેમ તેમ નિભાવી લેવું.　　૫૨

પ્રતાપરાય.–　　(દુહા.)
યોગ્ય શીખામણ આપની, થશે ઘણી મૂલવંત;
પ્રેમરાયને રૂચશે, છે તે બહુ ગુણવંત.　　૫૩

૧૨ લશ્કરની કવાયત.

ગુણ સુણ્યા પ્રેમરાયના પ્રીતથી,
તે દાહાડાની થઈ તેમાં ગુલતાન જો;
આતુરતા દિનદિન તો વધતી ગઈ,
તેથી ભૂલી તનમનનું હું ભાન જો. સુણ સજની. ૬૩
સાંભળવા શ્રવણ[2] બન્યા રસિયા બહુ,
કોના ગુણનું કથન કરે જો કોય જો;
તે તો સૌ પ્રેમરાયનું થાયછે,
એમ ગણીને શ્રવણ અધિરા હોય જો. સુણ સજની. ૬૪
સુણી સુણી શ્રવણ પટારે સાચવ્યો,
પ્રેમતણું મેં તાળું દીધું પ્રીતે જો;
પણ મન તો મળી જવા અકળાઈ ગયું,
નયન[3] કાયને[4] કરી સૂચના રીતે જો. સુણ સજની. ૬૫
આંખો તો અકળાઈ જોવા એહને,
કરી અદેખાઈ કાન તણી, ધુંધવાઈ જો;
સાધી સમો જોયા પ્રીતમરાયને,
મનહર[5] મુર્ત્તિ જોઈને મસ રીઝાઈ જો. સુણ સજની. ૬૬
ગુણ સાથે ગુંથ્યું રૂપ વિધાત્રિયે,
તે જોઈ આંખો અતિશય થઈ રળિયાત જો;
પણ મન તો મોં જાળે સપડાઈ ગયું,
ગળી ગયું છે તે દિનનું મુજ ગાત[6] જો. સુણ સજની. ૬૭
હૃદયરૂપી ક્યારામાં રોપાઈ છે,
પ્રેમવેલડી મધુરી ને વળી લેહેરી જો;
સ્નિગ્ધ હૃદયનું નિશદિન સીંચી નીર[7] મેં,
પ્રીતથી પોષી છે પૂરી મેહેરી[8] જો. સુણ સજની. ૬૮
બહુ ફાલી સ્મરણ ખાતર નાંખતાં,
કાલજડું ઘેરી લીધું ચોમેર જો;

૨ કાન. ૩ આંખ. ૪ આંખો છે તે મનનું શરીર છે એવી અહિ કલ્પના કરેછે.
૫ દિલ ચોરી લે એવી. ૬ ગાત્ર—શરીર. ૭ પાણી. ૮ મેહેર કરવાવાળી.

છવાઈ ગઈ છે મસ્તક કેરા ભાગમાં,
પ્રેમપુષ્પતીઈ લાગી મુજને લેહેર જો. સુણ સજની. ૬૯
તીલભર તો કાલજડું બાકી નથી,
બીજા કોને મળે ભાગ નહિ લેશ જો;
એ એનું, દાવો કોનો છે નહિ,
મન દીધું તો તન અંત્યે હું દેશ જો. સુણ સજની. ૭૦

ચતુરી.—(રાગ એનો એ.)

સુણી સર્વે ચતુરા તુજ ચિતવેદના,
સાંભળ શાણી સજની મારી વાત જો;
ગુણી ઘણો પ્રેમરાય જાણું બધું,
એને કાજે ગળી ગઈ તુજ જાત જો. સુણી સર્વે. ૭૧
આ તો કાંઈ અવર નવર છે નીપજ્યું,
એનો તારો જોગ થશે શી રીત જો;
માતપિતા એપર રાજી છે નહિ,
ફળ શું ત્યારે કરવે એવી પ્રીત જો. સુણી સર્વે. ૭૨
માટે તું મન તારૂં સમજાવની,
બીજા રાજકુમાર ઘણા તુંજોગ જો;
માગાં તો આવેછે તેઓતણાં,
તેઓમાંથી કર કોનો સંજોગ જો. સુણી સર્વે. ૭૩
યોગ્ય મળેય ભોગ પડે પૂરા સહુ,
લોક કરે નહિ આડી અવળી વાત જો;
માતપિતા રીઝે બીઝ્યાને સટે,
માટે તારે જોવી જોઇયે જાતનો. સુણી સર્વે. ૭૪
સિંહ તજી, સિંહણ મૃગ શોધે નહિ,
પ્રેમરાય તેમાટે તું વીસાર જો;
નહિ તો હું કહુંછું તું દુઃખી થશે,
એમાંથી નીકળશે નહિ શુભ સાર જો. સુણી સર્વે. ૭૫

ચારૂમતી. ("ગણપત બોલોને બાલા." એ રાગ.)

વાહાલી આલી[૧૦] એવું શું બોલે,
ન કો મારા પ્રેમ૦ તાણી તોલે. વાહાલી આલી–(ટેક)
બધી મેં તો પ્રેમપુરી જોઈ,
જડ્યું નહિ એના સમું કોઈ;
પછી હું તો ગુણ રૂપથી મોહી. વાહાલી આલી. ૭૬
કહ્યા જે તેં કુંવરો તે આવ્યા,
નહિ તે તો ધાસ્યામાં ફાવ્યા;
ન કો' મારા રૂદયામાં ભાવ્યા. વાહાલી આલી. ૭૭
બધા એના દાસ થવા જેવા,
તેવાને તો હારે ક્યમ લેવા;
આવ્યા તેવા પાછા જવા દેવા. વાહાલી આલી. ૭૮
રાજગુણ એનામાં રાજે,
દયા જેનાં દિલમાં બિરાજે;
વિધાત્રિયે સરજ્યો મુજ કાજે. વાહાલી આલી. ૭૯
છાની રહી મેં રીતભાતો જોઈ,
નથી તેમાં ખામી દીઠી કોઈ;
ફરીશ મારે વરવાની સોઈ. વાહાલી આલી. ૮૦
હીરે મૂકી પા'ણ લેવા કે'વું,
નથી માતાપિતાને સેહેવું;
મારે મારૂં તનમન છે દેવું. વાહાલી આલી. ૮૧
મારૂં મન સૌમાંથી સટક્યું,
જઈ પ્રેમરાય ભણી અટક્યું;
એના પ્રેમવૃક્ષ ઉપર લટક્યું. વાહાલી આલી. ૮૨
ગણો બીજાં ડાહી કે ગાંડી,
ખોટી લાજ સર્વની છાંડી;
પ્રીતિ પ્રેમરાય પ્રત્યે માંડી. વાહાલી આલી. ૮૩
શશિ[૧૧] સૂર્ય નિયમ ચૂકી માલે,
અચલ ભલે ચલિત થઈ ચાલે;

---
૧૦ સખી, સાહેલી. ૧૧ ચંદ્ર.

ચળે મુજ પ્રીતિ ન કો' કાળે. વાહાલી આલી. ૮૪
ગુરૂની ચેતવણી લીધી,
તેણે તજવીજો ઘણી કીધી;
પછી "હા" ની શીખ મુને દીધી. વાહાલી આલી. ૮૫
મનથી છે એ મારો સ્વામી,
પ્રભુની પ્રીતિ થકી પામી;
કાંઈયે હઠ કરવી ન નકામી. વહાલી આલી. ૮૬

ચતુરી.— ("ઓધવજી અબળા તે સાધન શું કરે." એ ગરબીનો રાગ.)
સાચું સૌ છે સજની કે'વું તારૂં,
તારી દૃઢ પ્રીતિ જોઈ કહુંછું ધન્ય જો;
ખરી પ્રીતિની રીતિ એવી છે ખરી,
વાહાલા વણ આવે અંતર[12] નહિ અન્ય જો. સાચું સૌછે ૮૭
માતપિતાની મરજી જોઈ મેં તો કહ્યું,
તેમાં મેં વળી કશી જોઈ તુજ પ્રીત જો;
અચળ ચળે ક્યમ મન જેશું મોહી રહ્યું
સાચી પ્રીતિની એવી છે રીત જો. સાચું સૌછે. ૮૮
ઉડી, ધોવાઈ ચાલે કાચો રંગ જે,
પણ પાકો કો કાળે નવ ધોવાય જો;
ફાટી તૂટી જાતાં જૂદો નવ પડે,
ત્યમ પાકી પ્રીતિ પલટાઈ નવ જાય જો. સાચું સૌછે. ૮૯
મન ભાવ્યો વર મળતાં કોડ પૂરા પડે,
વર મનગમતો તો સારા વૈભોગ જો;
રાજપાટ કે હોય સમરધી[13] છો પછી,
બળતાં રહી મનમાં તો બધુંએ રોગ જો. સાચું સૌછે. ૯૦
ગુણી વર મળવાથી છે ગુણ અતિ ઘણા,
મનને સુખસાતા રહી સુખ બહુ થાય જો;
એથી બીજું સુખ સારૂં શું સાંપડે,
અવર સુખ સૌ એથી હેઠ ગણાય જો. સાચું સૌછે. ૯૧

૧૨ મનમાં. ૧૩ સમૃધિ—દોલત.

ઈશ્વર એમાં સાંય થશે સજની તુને,
ગુણી વર સાથે બંધાશે તુજ જોડ જો;
મન ફેરવશે ઈશ્વર તુજ માબાપનાં,
પૂરા પડશે તારા મનના કોડ જો. સાચું સૌ છે. ૯૨

ચારૂમતી.—પ્રિય સખી! જુવો મારાં માવજી આવેછે. એમના મુખ ઉપરથી જણાયછે કે એ કાંઈ પણ કેહેવાને આવેછે. જો ચાલતાજ વિષયની વાત એમની મેળે કાહાડે તો મારા મનનો ખુલાસો થઈ જાય.

ચતુરી.—મારી વાહાલી આલી! પ્રસંગોપાત વાત કાહાડવાની એમણે મને સૂચના કરી હતી, ને આજે આપણે બે એકઠાં થયાં છિયે તેથી એજ વિષે વાત કરીશું એવી કલ્પના કરી આવતાં હશે એમ મને લાગેછે. વારૂ ઠીક છે; જોઇયે હવે એ શું કેહેછે. એ બેઠક ભણી વળ્યાં, ચાલો આપણે ત્યાં જઈયે.

## પ્રવેશ ૨ જો.

સ્થલ, પ્રધાનાલયની બેઠક.

ચારૂમતી, ચતુરી, અને મોહના.

મોહના—(ચારૂમતી અને ચતુરીના વંદનનો સ્વીકાર કરયા પછી) પ્રિય લાડકી ચારૂમતી! તારૂં પ્રસન્ન મુખ જોઇને મને ઘણો આનંદ થતો અને મનમાં અભિમાન માનતી કે આવું એક રત્ન મારેછે, પણ હવણાં તેં તારી મેળેજ એમાં ફેરફાર કરી નાખ્યો છે. તારો એકાન્ત વાસ તારા મુખકમળને વધારે ગ્લાની પોહોંચાડેછે, અને તે જોઈને મને બાહુ ખેદ થાયછે. અયોગ્ય કલ્પનાની ફાંસ તું તારા હૃદયમાંથી કાહાડી નાંખ એટલે તને અને સર્વને સુખ થાય.

ચતુરી—(ચારૂમતીનું મુખ વધારે લેવાતું જોઈને) માજી! આપનો જે અભિપ્રાય હતો તે ચારૂમતીને મેં જણાવ્યો પણ એમણે જે અંતઃકરણની વાત કહી તે બોલેબોલ માન્ય કરવા જેવી મને લાગી. વધારે પ્રયત્નથી ઠેકાણે આવશે એવો જો આપનો વિચાર હોય તો મને લાગેછે કે તે બરોબર નથી.

મોહના—ત્યારે શું મારી લાડકી ચારૂમતી, પોતાનું મન માનતું કરવા સારૂ માતપિતાને અપમાન પોહોંચાડશે ? ના, ના, મારી ચારૂમતી એવું કદિ કરે નહિ. વળી વિશેષ વાત જે મારા જાણવાંમાં ન હતી તે આજે ચારૂમતીના પિતાએ મને કહી તેથીજ હું પિંડે આવી છું. તમે એ જાણોછો કે આપણા ઢોલારાય જ્યારથી પાટ બેઠા છે ત્યારથી તેમના બીકણ સ્વભાવને લીધે કપટપુરના રાજાનું પરિબળ બહુ વધી ગયું છે. તેણે કેટલીક સરહદ દબાવી છે, ને ખંડણી લેવા માંડી છે. નાનાપ્રકારની આજ્ઞાઓ ઢોલારાયને લખી મોકલી તે પ્રમાણે કરાવેછે. એનો યુવરાજ તો ચારૂમતી ઉપર બહુ પ્રસન્ન થઈ ગયો છે. એની રીતભાત ઉપરથી અમારૂં મન તો એના ઉપર લલચાયું છે; પણ ચારૂમતી ! તું એની કાંઈ પત કરતી નથી: સમાન પદવિવાળા સાથે અને તેમાં વળી એના જેવા યોગ્ય વર સાથે લગ્ન કરવાને તારે ઉલટથી પ્રસન્નતા બતાવવી જોઈયે, તેને બદલે ઉલટો અનાદર કરેછે તેથી એ મમત ઉપર આવી ચડ્યો હોય એમ લાગેછે.

ચારૂમતી—મમતે ચડીને એ શું કરનાર છે ? વિવાહ એ શું વિવાદનો સોદો છે ?

મોહના—એના પિતાનું આજ્ઞાપત્ર ઢોલારાય ઉપર તે લઈ આવ્યો છે તેથી દરબારમાં સર્વેનો માનીતો થઈ પડ્યો છે. ઢોલારાયને તે રાજાએ એવી બીક બતાવી છે કે જો કદાપિ અમારા પુત્રનું લગ્ન તમારી પ્રધાનપુત્રી સાથે કરાવી આપવા ઉપર લક્ષ નહિ આપો તો અમારે સામા થવાની અગત્ય પડશે. સદાનો બીકણો ઢોલારાય જાણેછે કે એ બળિયો છે તેથી મારૂં રાજ ઝુંટી લેશે માટે તારા પિતાને ધમકી આપી આજ્ઞા કરી છે કે "જો તમે તુમારી પુત્રી એને વરે નહિ પરણાવો તો પ્રધાન પદવિ ઉપરથી હું તમને દૂર કરીશ એટલુંજ નહિ પણ મારી જ્યાં લગી આણ ફરતી હશે, ત્યાં પણ રેહેવા દઈશ નહિ."

ચતુરી—ગુણવંતરાય એવી ધમકીથી ક્યાં ડરે એમ છે. અને એમ કરતાં વાત વધી તો પ્રેમરાય બધાને પૂરા પડે એવા છે.

મોહના—તપાસ કરવાથી ઢોલારાયના જાણવામાં આવ્યુંછે કે પ્રેમરાય જ્યારે ત્યારે રાજ્યના સામી ખોટી સલાહ પ્રજાને આપેછે

રાજાથી દંડાયલા, ત્રાસ પામેલા અને જેમના ઉપર અન્યાય થયેલો. એવા લોકોની તપાસ કરી નિત્યનિત્ય રાત્રની વેળાએ તેમને ઘેર જઈ તેઓના કાન ભરેછે તેથીજ કરીને આખી રૈયતનો અભાવ તેના ઉપર થયો છે. આ સર્વ વાત રાજાએ હવણાંજ જાણી છે તેથી આટલા દિવસ પ્રેમરાય ટક્યો પણ હવે તો બહુ કઠિણ છે; માટે એના ઉપરની મમતા હવે તું જવા દે.

ચારૂમતી—માવજી! તમારી વાત એક ચિત્તથી મેં સાંભળી. હવે મારી વાત ઉપર તમારે લક્ષ આપવું ઘટેછે. તમે આટલું કહ્યું તો હવે હું મારૂં હૃદય તમારા આગળ ઉઘાડું કરૂંછું. કરતા હરતા માવતરના આગળ ખુલ્લી વાત કર્યા વિના હવે સિદ્ધિ નથી, માટે અવિવેક જણાય તો તેની ક્ષમા કરજો.

મોહના.—બાપુ! તારે જે કેહેવાનું હોય તે તું સુખે કેહે.

ચારૂમતી.—માવજી! મારી દાઝ તમે નહિ જાણો તો પછી કોણ જાણશે? સ્વાભાવિક પ્રેરણાથી મને મારી જોડ શોધી કાહાડવાની ઈચ્છા થઈ તેને તાબડતોબ ઉત્તેજન મળ્યું. પ્રેમરાયના સદ્‌ગુણની અને તેના આચરણની વાતો મેં સાંભળી ત્યારથી મારૂં વળણ એના પ્રત્યે થઈ ગયું છે, તમારે મ્હોડેથી પણ મેં એનાં વખાણ સાંભળ્યાં છે તો હવે મારે એ બિષેની વધારે વાત કરવાનું રહ્યું નથી. મનના ઉપર બલાત્કાર ઓછીજ અસર કરી શકે છે. મારૂં મન એનામાં લાગ્યું તે યોગ્ય છે કે અયોગ્ય તે મને આપ જણાવો.

મોહના—યોગ્ય છે. પણ—

ચારૂમતી—ત્યારે મારા મનના ભાવ્યાની સાથે મને જોડશો નહિ અને બલાત્કાર કરશો એથી ફળ શું થશે? કદાપિ એના ઉપરથી મારૂં મન ઉતરી જાય એવાં કારણો હોય તો ઉપાય ચાલે, પણ આ તો એથી ઉલટું થાયછે. જેમ જેમ એના વિષેની વાત વાયછે તેમ તેમ મારૂં મન એનામાં વધારે દૃઢ થતું જાયછે. માજી હું શું કહું? આજે છ છ મહિના થયા હું જંપીને બેઠી નથી. એના ગુણદોષ અને રીતભાતની ચોકસી કરવામાં અને નાનાપ્રકારથી કરી જોવામાં મારો કાળ મેં નિર્ગમન કર્યો છે, પણ માવજી ખરૂં માનજો કે

હજુસુધી એની સાથે મેં આ વિષે ભાષણ પણ કર્યું નથી. આજે બે મહિનાથી આંખદ્વારે મેં એને સૂચવ્યું છે ને ત્યારથીજ તે ચતુર ચેતી ગયો છે. એની ખુબી એજ જોવાની છે કે મારી આંખ એના પ્રત્યે બદલાઈ ત્યારેજ એની આંખ બદલાઈ એવો સદ્ગુણી પ્રેમરાય છે. કોઈ પણ પ્રકારનું લાંછન મારા જાણવામાં આવ્યું નથી. માવજી એના જેવી જોડ તો ઓછાનેજ મળે. ત્યારે મારૂં મન ભંગ કરવાને તમે આગ્રહ શું કરવાને કરોછો મારો નિશ્ચય ફરવાનો સંભવ નથી પ્રેમરાયનું જે થશે તે મારૂં થશે.

મોહના—આવી તારી હઠ જો તારા પિતા જાણશે તો તને તે ફરી ગણશે? વળી તેની પ્રધાનપદવિ જાય અને ઘરબાર તજી દેશવટો લેવો પડે તે ઊપર તું કાંઈ પણ લક્ષ આપતી નથી?

ચારૂમતી—પ્રિય માવજી! મારા પિતા શૂરવીર છે તે પુરૂષાર્ત્તન વિનાના ઢોલારાયનું આવું અવિવેકનું બોલવું માન્ય કરી તેને ટેકો આપે એમ કદિ હોય નહિ. વળી મારા પિતાના આધારથીજ આટલું પણ રાજ્ય ચાલેછે એ વાત એ ક્યાં નથી જાણતા? તેમ છતાં મારી હઠ છોડાવવાનો જાણે મમત હોય નહિ તેમ બલાત્કારથી, મન મેળવ્યાવિના જે મને પરણવાને ઇચ્છેછે તેની સાથે કદાપિ હું અવિચાર કરી પરણું તો શું તમે માનોછો કે, તે મને સુખ આપશે?

મોહના—સુખદુ:ખનો આધાર ભાગ્યપર છે.

ચારૂમતી—વિચારપૂર્વક કામ કરવું અને પછી એમ કેહેવું. કસાઈ હોય તે કસાઈનુંજ કામ કરે. વિદ્યાધર ગુરૂજીના આશ્રયથી એ કુંવરનાં સર્વ આચરણ મારા જાણવામાં આવ્યાં છે. એક કન્યા સાથે પરણવાનો એ ઠરાવ કરી મૂકયો છે. પણ મુળમાં એના પ્રત્યે મારો અભાવછે ને એ વાતે પ્રસિદ્ધ થાય તો પૂરો અભાવ થાય એમ સમજી સર્વે વાત ડબાવી રાખી છે. વિશેષ વર્તમાન હું સ્વમુખે નહિ કહું જો મારા પિતાજીને જાણવાની ઈચ્છા હોય તો ગુરૂજીને પૂછવાનું કેહેજો. આવું છતાં પણ કદાપિ મારા પ્રિય પિતાજી જે મારા ઉપર આટલી બધી મમતા રાખેછે તે પોતાની પ્રધાન પદવિ મારા બલિદાનવિના રાખી શકવાને સમર્થ હોય નહિ, તો પછી હું મારૂં સ્વાર્પણ કરવાને તત્પર છઉં.

ચતુરી—પ્રિય ચારૂમતી, તું કોઈ વાતે હરખડી જઈશ નહિ. માવજીની હવે ખાતરી થઈ ચૂકી હોય એમ જણાયછે એટલે પિતાજીને સમજાવવાને એમનાથી બનશે એટલો યત્ન કરશે.

મોહના—પ્રિયપુત્રી! મને તારા વિષે બહુ લાગેછે. હું હવણાં જઈને તારા પિતાજીને સર્વ વૃત્તાંત કહુંછું. મારૂં ચાલતા સુધી પેલા દુર્જનસાથે નહિ પરણાવા દેઉં. પરંતુ પ્રેમરાય ઉપર ઢોલારાય બહુ કોપ્યો છે તેથી તેના જિવતરનો ભરોંસો નથી એવું તારા પિતાજી કેહેતા હતા. વળી એ એક હલકી પદવિના રજપૂતનો પુત્ર છે. ઉપજીવિકાનું પૂરૂ સાધન નથી એવા વૈરાગી જેવા સાથે તારૂં લગ્ન થાય તો આપણી પદવિને લાંચ્છન લાગે કેમકે સામી ટોળીવાળાઓએ તારા અને પ્રેમરાયના અયોગ્ય સંબંધની વાત્ કાલની ચલાવી છે.

ચારૂમતી—પ્રિય માવજી! મેં તમારે ઉદરે જન્મ લીધો છે તે લાંચ્છન્ લગાડવાને લીધો નથી, પણ એટલું તો કહુંછું કે મારા સરખી નિરપરાધીનેવિષે કાંઈ વિપરીત નિપજવાનું હોય એવાં ચિન્હ દેખાયછે. ઈશ્વિરેચ્છા પ્રબળ છે. (ખેદ પામેછે.)

ચતુરી.—સખી, ખેદ કર નહિ. પરમેશ્વર તને સહાય થશે.

મોહના—મારી પ્રિય ચારૂમતી! તું સંતાપ કરીશ નહિ. ઈશ્વરેચ્છા ઉપર તારો ભરોંસો છે તો તેને બળથી વળગી રેહેજે. એથી સારૂંજ ફળ થશે. તારો કોડ પૂરા પડે એમ હું અંતઃકરણથી ઈચ્છતી હેરઉં એમાં કંઈ નવાઈ નથી. વારૂ ઠીક છે જોઈયે હવે શું થાયછે. હું જઈને તારા પિતાજીને તારા સર્વ મનોભાવ જણાવુંછું.

(ચારૂમતી તથા ચતુરી તેને વંદન કરેછે ને તે જાયછે.)

ચારૂમતી—(મોહના ગયા પછી) પ્રિય સખી ચતુરી! માવિતર તે માવિતર. માવજિયે તો પોતાનો અત્યાગ્રહ મૂકી દીધો. હવે જોઈયે પિતાજી શું ધારેછે.

ચતુરી—મને લાગેછે કે એ પણ પોતાનો વિચાર ફેરવશે.

ચારૂમતી—પણ સખી! પ્રેમરાય ઉપર ઢોલારાય કોપ્યો તેની મને બહુ ચિંતા થાયછે. પ્રેમરાયને એની કશી ખબર નહિ હોય. હું એને એક વાર પણ એકાન્તમાં મળી નથી. મારો એના ઉપર

ભાવ છે એજ માત્ર નયનદ્વારે દર્શાવ્યું છે. પણ હું જે એને વિષે સંકલ્પ કરી બેઠી છું, અને મારા મનથી મારૂં તન મન અર્પણ કરી ચૂકી છું એ પૂર્ણ રીતે એને જણાવ્યું નથી. વાત તો ગનેસને આખી પુરીમાં પ્રસરી. એકાએક પ્રસંગ એવો આવ્યો કે મારા મનોભાવ મારે સામટા પ્રસિદ્ધ કરવા પડ્યા. એણે એના મિત્રવિના કોઈને વાત કરી નહિ હોય ને ચાલતી વાત સાંભળશે ત્યારે એ શું ધારશે?

ચતુરી—પ્રિય સખી! તારો વિચાર ખરો છે. મૂર્ખ રાજા રૂઠે તો તેની નગરીમાં નિશ્ચિંતપણે રેહેવાય નહિ. તારા પિતાજિયે હજી સુધી કાંઈ નિર્ણય કર્યો નથી. રાજાના હેરક ઠેકાણે ઠેકાણે ફરેછે. માટે તારાથી તો એને હવણાં મળાય એમ નથી. તેમજ જે દાસ દાસી સ્વામીભક્ત પૂરા નથી તે પણ દ્રવ્યની લાલચે ફૂટે, માટે હું જાતે જઈને પ્રેમરાયને મળું અને સર્વ વાત વિદિત કરૂં.

ચારૂમતી—મારી વાહાલી સખી! તારી સલાહ અવસરને અનુસરતી જેવી જોઈયે તેવી છે. મેળાપ કરવાનું આમંત્રણ હું પત્રિકાદ્વારે દેવાને ઈચ્છુંછું તે પત્રિકા પણ સાથે લેતી જા.

ચતુરી—વારૂ ત્યારે તું તે લખ. (ચારૂમતી લખી તૈયાર કરી આપેછે તે લઈ ચતુરી જાયછે.)

### પ્રવેશ ૩ જો.

સ્થલ, પ્રેમરાયનું ઘર.

### પ્રેમરાય અને પ્રતાપરાય.

પ્રતાપરાય.—આપણે બંને, સવાર સાંજ, પાંચ પાંચ ઘટિકા, સેનાને વ્યૂહ કરાવા જઈયે છિયે તેથી ઘણા પ્રકારે લાભ થતો જાયછે. મુખ્યનાયક આપણા ઉપર પ્રસન્ન રેહેછે ને આપણી આયના લોપતા નથી.

પ્રેમરાય.—(દુહો) કામ પાડવું હોય તો, અતડે રહ્યે ન સાર;
હરી લઈ ચિત, રહીં ચેતતાં, પામી લેવો પાર. ૯૩

મારા ઉપર સેનાના લોકો આટલા પ્રસન્ન રેહેશે એવી મને આશા ન હતી, તોપણ તમસરખા સુજ્ઞ મિત્રની સહાયતા હતી તો

મને એ લાભ મળ્યો. હોલારાયનો હું સ્વાભાવિક વેરી થઈ પડ્યો છું એવું એમનો કાયસ્થ કેહેતો હતો તે મારા સાંભળવામાં આવ્યું છે, પ્રધાન અને તમારા પિતાનો તે પક્કો શત્રુ થયો છે અને પ્રધાન પદવિની તે આશા રાખેછે એવી વાતો ઘણી ચોઘલે થાયછે; પણ ચિંતા નહિ. પ્રધાનની પ્રજા ઉપર પ્રીતિ છે એ તેના શુભ ગુણને લીધે અને ચારૂમતી ઉપરના પ્રેમને લીધે હું તેમ થવા દેનાર નથી. કાયસ્થના દુર્ગુણની ઘણી વાતો આપણે કાને આવી છે અને જ્યારથી એણે પેલા નિરપરાધી પાંચ ગૃહસ્થને દેહાંતદંડ દેવરાવ્યો ત્યારથી હું પણ એની પછવાડે થઈ લાગ્યો છું. સેના આપણા સ્વાધીનમાં કરી લેવાનો મારો મુખ્ય હેતુ એજ છે. તમારી સત્તાથી મારૂં કદ બંધાય તો પ્રજાનાં દુઃખ નિવારણ કરવાની મારી ઇચ્છા પૂર્ણ થાય.

પ્રતાપરાય.—વિદ્યાભ્યાસ કર્યા પછી પ્રજાના દુઃખ નિવારણ-અર્થે તમે ઘણીજ રંજ ખેંચવા માંડી છે. કાયસ્થને તમારી સ્વાભાવિક રીતે બીક લાગતી હોય એમ જણાયછે પણ પછવાડેથી ઘાટ ઘડવાની પેરવીમાં ફરેછે. આપણી મિત્રતાને લીધે એનાથી ઉપાડીને પગ ભરાતો નથી પણ જો એ પ્રધાનપદવિએ પોહોંચ્યો તો એ શું નહિ કરે તે કહી શકાતું નથી.

દુહો. સુજન પાસ સાધન સરસ, તો સુખ દાતા થાય;
કુજન પાસ જો હોય તો, દુઃખ અતિ થઈ જાય. ૯૪

પ્રેમરાય.—ઈશ્વર કૃપાલુ છે એ ખોટું થવા દેશે નહિ. આપણે સ્વાર્થ ઓછોજ ઇચ્છિયે છિયે. પરમાર્થ ઉપર પ્રીતિ છે તો ઈશ્વર સહાય થશે. આપણા પ્રતાપવાન અને ધર્મનિષ્ઠ તેમજ પ્રજાપાલક આગલા રાજાને કપટથી એમના દુષ્ટ ભાઈ હોલારાયે મારી નંખાવ્યા એવી છાની છૂપી વાતો સંભલાયછે. ખરૂં શું હશે તે ઈશ્વર જાણે, પણ એનાં કૃત્ય જોતાં કદાપિ ખરૂં પણ હોય. અરે! લોભ મનુષ્યને કેવા આંધલા કરી દે છે?

(છપય.) એક માત ને તાતથકી, જન્મ્યા બે ભ્રાત;
એક રમકડે રમ્યા, ધાવિયા એકજ માત.

એક પારણામાંહ, પોઢિયા દિન ને રાતે;
સરખાંની સંભાળથકી ઉછર્યા બે જાતે.
વળી બાળભોગ સૌ ભોગવ્યા, ઉછર્યા ભરચક પ્રીતિથી;
તે એક બીજાના પ્રાણ લે, દુષ્ટ લોભની રીતિથી. ૯૫

પ્રતાપરાય.—સત્ય કોહોછો. સંસાર પ્રપંચનો ભરેલો છે. માયાની અંધારી વિરલાનીજ આંખે નથી બંધાતી. બાકી મણાને તો આંધલાભીત કરી દે છે. મને આશ્ચર્ય લાગેછે કે.—

(દુહો.) એક વૃક્ષનાં ફલ સહુ, સરખા ગુણનાં થાય;
પણ ક્યમ ભેદ મનુષ્યમાં. તે કોથી ન કળાય. ૯૬

પ્રેમરાય.—એક હવા ને એક જલ, એકજ ભૂમિ હોય;
ખાતર એકજ હોય પણ, બીજ રાગ નિપજે તોય. ૯૭

ઈશ્વરની રચના અકળ છે. તેનો ભેદ પામવાને આપણી તો માત્ર કલ્પના છે. વળી તમારા દૃષ્ટાંત પ્રમાણે જોતાં એક માબાપનાં છોકરાંના ગુણ સરખા હોવા જોઈયે. સ્વાભાવિક વલણ અગ્રેસર થાયછે એ વાત ખરી, કેમકે.

સ્વાદ, અવર સાધન થકી, પળમા તો પલટાય;
પણ સ્વાભાવિક સરસ ગુણ, સાધનથી ન અણાય. ૯૮

તોપણ સાધન ઘણે ક્રમે પોતાની સૃત્તા ગલાવી શકેછે. તેથી કરીને જો.—

સરસ જાતિ કદિ હોય ને. સાધન સરસજ હોય;
નહિ તે સમાન નીપજે. અન્ય વસ્તુ કદિ કોય. ૯૯

સ્વાભાવિક બુદ્ધિની જો ખોટી વાસના હોય તો તે સર્વ નાશ પામે એવાં પૈક્ષાં અને જાયુનાં સાધન મળે તો કાંઈક અસર કરી શકે. નહિકર પોતાનો ભાવ ભજવ્યા વિના રેહે નહિ. વળી.—

સંચિત જેનું જેહવું, બુદ્ધિ તેવી થાય;
ક્રિયા કરે તે અનુસરી, નહિ કંઈ અવર કળાય. ૧૦૦

પ્રતાપરાય.—ઢોલારાયનું સ્વાભાવિક વલણ, ખોટા માર્ગ ભણી એટલું બધું જોર કરતું જણાયછે, કે નીચ વાસનાનો પટ, ટકાઉ અને ઘાડો બેઠાનું અનુમાન થાયછે.

પ્રેમરાય.—જેવાં કર્મ તેવું ફળ. આપણે તો આપણી મેળે પ્રજાના કલ્યાણઅર્થે જિવતરનું સ્વાર્પણ કરવું પડે તો કરવું પણ "દુષ્ટ લોકો આ પૃથ્વી ઉપર છાઈ જાયછે" એવી બૂમને વધારે ઉત્તેજન પામી જવા દેવી નહિ. ચારૂમતીનો પ્રેમ મને ઘણા વિચાર ઉપજાવેછે. મારી સ્થિતિ રહી હલકી, ને કામ માથે છે ભારે. એનું શું થશે? પણ કાળા માથાનું માનવી શું કરી શકતું નથી? ચારૂમતીના પ્રેમને લીધે પ્રધાનનું વલણ મારા પ્રત્યે થયું તો પછી શું થાયછે તે તમે જોશો. તમારા પિતાની ઈચ્છા નહિ છતાં તમે જોખમ માથે વોહોરી લઈ મારી સાથે સામીલ રોહોછો. આપણું કામ પરોપકારાર્થ છે માટે હું તેમ કરવા દઉછું. તથાપિ તમારા પિતાનો તમારા ઉપર અભાવ થાય એમ હોય તો તમે ઉઘાડા નહિ પડો તો ચાલશે. અગત્ય પડશે તો તમે ક્યાં વેગળા છો.

પ્રતાપરાય.—કાયરથના છળથી મારા પિતાજી ત્રાશી ગયા છે તેથી તેની સત્તા વધે એવું સાધન થવું જોઈયે નહિ. એવા વિચારથી મારા પિતાજી ચેતતા રેહેછે. તેમ છતાં કદાપિ એકદમ દુષ્ટલોકો નરમ પડે એમ બનતું હોય તો ગમે તેવું કામ માથે લેવાને તે તત્પર છે.

પ્રેમરાય.—આપણે ઉતાવળ કરવાના નથી. જોઈ વિચારીને પગલું ભરીશું.

સાધન સમય વિચારીને, ધિરજે ઘાટ ઘડાય;
તો નવ વણસે કામ વળી, હાંસી ન અંત્યે થાય.　　૧૦૧

પ્રતાપરાય.—એ વિષે તો આપણે પ્રસંગોપાત્ત પેરવીમાં રહીશું પણ ચારૂમતીની એકવાર ભેટ લેવા સંબંધી તમે શો વિચાર કર્યો? આખી પ્રેમપુરીમાં એક વાત ચાલી છે તે કદાપિ તમારે કાને નહિ આવી હોય?

પ્રેમરાય.—ના ભાઈ હું તો કાંઈ જાણતો નથી.

પ્રતાપરાય.—કેહેછે કે તમે ચારૂમતીને નિત્ય મળોછો, ને ચતુરી મારે અહિ પ્રતિદિન આવેછે. ચતુરીને હું અંતઃકરણથી ચાહુંછું. પણ મારૂં વલણ તેનેજ સમજવા દીધું નથી, તો તમારી સાથે હું શી રીતે ગવાયો એની સમજ પડતી નથી.

પ્રેમરાય.—કપટી લોકો કપટની વાત જાણે. એ સર્વે વાનાં કાયસ્થનાં હશે એમાં શક નહિ. લોકોની આગળ આપણું ખોજ ઘટાડવાની અને હલકા પાડવાની તેનીજ યુક્તિ હશે.

પ્રતાપરાય.—ચતુરીની ચતુરાઈથી મારૂં હૃદય ભેદાયું છે પણ ચારૂમતી સાથે તમારૂં લગ્ન થવાને જેટલો અંતરાય છે તેટલોજ અંતરાય મારૂં લગ્ન એનીસાથે થવામાં છે એમ સમજી ભવિષ્ય ઉપર વાત નાંખી છે. આપણી જોડી છે તેવીજ એ બંનેની જોડી છે. તો તે જોડી વિખુટી પડવા દેવી નહિ.

પ્રેમરાય.—મેં તો નિશ્ચયજ કરી રાખ્યો હતો કે મારૂં લગ્ન ચારૂમતી સાથે ઠરે તો તમારૂં લગ્ન ચતુરીસાથે ઠરાવવું; કેમકે તમારૂં વલણ એના પ્રત્યે થયેલું છે તેનો ભેદ હું ઘણા દિવસથી પાઈ ગયો છું.

પ્રતાપરાય.—તમારી આજ્ઞા હું ક્યારે લોપુંછું જે આ વિષેમાં આનાકાની કરૂં?

પ્રેમરાય.—તમે વિવેકી છો તે એમજ બોલો, પણ ખરૂં પૂછાવો તો ચતુરી ઉપરનો તમારો પ્રેમ તમને એમ બોલાવેછે.

પ્રતાપરાય. નજરમાં આવે તેમ ગણો. પણ આપણે એકવાર તેમની એકાન્ત ભેટ લેવી જોઈયે. આપણા મનમાં ગમે તે હોય ને તેમના મનમાં તેનો વિચાર પણ હોય નહિ તો પછી પ્રીતિ બાંધી પસ્તાવાનું થાય.

પ્રેમરાય.—પુરીમાં વાત ચાલી તો તે વાતનો વિદિતકરનાર થઈને હું ચારૂમતીકુંજમાં મારી ચારૂમતીની ભેટ લેવા ધારૂંછું. પણ અગાઉથી સૂચવ્યાવિના ઉપાડી પગલું કેમ ભરાય? હજુ સુધી પત્રવ્યવહાર ચાલ્યો નથી તો પછી મળાય ક્યાંથી. પણ પ્રિય મિત્ર! પણે પેલા સુશોભિત રથમાંથી કોણ ઉતરેછે? એવા રથમાં બેશીને મેં ચારૂમતીને ઘણી વાર જતાં જોઈ છે. ખરે એ તો નહિ હોય?

પ્રતાપરાય.—જોયું, પ્રેમ આપને કેવી ભૂલથાપ દેવરાવેછે. એ તો મારી ચતુરી હોય એમ લાગેછે, જુવો એ આપણા ભણી આવેછે. હા, એજ એજ, જુવો એ ચતુરી ખરી.

પ્રેમરાય.—ખરી વાત ભાઈ, લટકો તો એવોજ છે.

પ્રતાપરાય.—હવે ભ્રાન્તિ શી, આ આપણા ઘર ભણી વળી.

(બંનેજણ સામા જાયછે અને પાછળના દિવાનખાનામાં દાખલ કરેછે.)

## પ્રવેશ ૪ થો.

### સ્થળ, પ્રેમરાયના ઘરની પાછળી બેઠક.

### પ્રેમરાય, પ્રતાપરાય અને ચતુરી.

ચતુરી.—(બંનેને વંદન કરીને પ્રેમરાયને પત્રિકા આપતાં) ગુણીજનો! મારા એકાએક આવવાથી કદિ તમને આશ્ચર્ય લાગશે, પણ રાજા અને તેના કાયસ્થના હેરકો પ્રેમરાયને પંજામાં આણવાને ફરતા ફરેછે, એ જ્યારથી જાણ્યું છે ત્યારથી ચારૂમતી બહુ ચિંતાતુર થઈ ગઈ છે. કપટપુરીનો યુવરાજ ચારૂમતી વેરે પરણવા આવ્યો છે, ઢાલારાય તેનો દાસ થઈ ગયો છે ને પ્રધાનને ધમકી આપેછે કે જો એની સાથે લગ્ન કરશો તોજ પ્રધાનપદવિ રેહેશે. આવું મહાસંકટ વચમાં આવી પડ્યું છે. પ્રધાન રાજાને અનુસરતી વાત કરેછે અને ચારૂમતીને એની માતાદ્વારાયે સમજાવેછે પણ એ તો કેહેછે કે હું મારૂં તન મન પ્રેમરાયને અર્પણ કરી ચૂકી છું. ગુણી પ્રેમરાય! તમે એમ ધારશો નહિ કે એણે ઉતાળથી ઉડભંગવેડા કર્યા છે. નિરંતર તમારી પાસે ને પાસે રહીને તે તમારાથી જાણીતી થાય એમ તમારી રીતભાતથી તે જાણીતી થઈછે તેમાં વિદ્યાધર-ગુરૂજિયે સારો આશ્રય આપ્યો છે. ચારૂમતીના ઘરના સર્વ માણસોને ફોડ્યા હોય એમ જણાયછે તેથી કોઈની સાથે પત્રિકા મોકલાય એવું હતું નહિ ને સંકડાંમણમાં ઓચિંતાં આવી ગયાં તેથી હું પિંડે આવી છું. મારી ગાડી પૂઠે કોઈ માણસ ધારીને આંવતું મેં જોયું પણ અર્ધેથી પાછું ગયું તથાપિ હું પણે વેગળે ઉતરી પડી. (પ્રેમરાયને લીન થઈ જઈને પત્રિકા વાંચતાં જોઈ.) જોયું પ્રતાપરાયજી! પ્રેમનું કામ આવું છે. પત્રિકામાંએ કેવા લીન થઈ ગયાછે?

પ્રતાપરાય.—પ્રેમની રીતિથી હું કેવળ અજાણ છું તમે એક વાર મને પ્રેમને પંથે ચઢાવો તો પછી ઉત્તર આપું.

ચતુરી.—પ્રેમનો પંથ બતાવ્યો બતાવી શકાતો નથી. હૃદયરૂપી

પાત્ર બીજો કોઈના પ્રેમની અસરથી પટ પાંમી ગયું હોય નહિ તો પ્રેમનો તાજો રસ વિકાર પામ્યાવિના તેમાં રહી શકે. ને બીજાનો પ્રેમનો પટ બેઠો હોય તો જે રસ પડે તેને તે પટ વિકારી કરે નાંખે, માટે પ્રેમદેનારની પ્રથમ ખાતરી થવી જોઈયે.

પ્રેમરાય.—(થોડીકવાત કાને પડી એટલે) પ્રતાપરાયના હૃદયમાં એક જણના પ્રેમનો પટ બેઠો છે. તે પટ ધોઈ નાંખવાને મને નથી લાગતું કે તમે પણ શક્તિવાન હો.

ચતુરી.—એવો જબરો પટ બેસારનાર મળ્યું છતાં, પ્રેમને પંથે ચઢવા એ મારૂં સાધન કેમ ઇચ્છેછે?

પ્રતાપરાય.—એટલા માટે કે પ્રતાપિ પ્રેમનો પટ હૃદયમાં વ્યાપી જઈ બીજા કશાઉપર ચિત ચોટાડવા દેતો નથી તેથી હું મુક્ત થાઉં.

ચતુરી.—પ્રેમબાણથી ભેદાયળું હૃદય આરપાર જોઈ શકાયછે.

પ્રતાપરાય.—ત્યારે મારૂં હૃદય ભેદાયું છે એ તો મેં કહ્યું તો હવે તમે તેની આરપાર જોઈ શકોછો?

પ્રેમરાય.—તમારાં બંનેનાં ચક્ષુ નેત્રપલ્લવીમાં વાતો કરેછે તે હું જોઈ શકુંછું તો પછી જેનાથી હૃદય ભેદાયું છે તે કેમ જોઈ શકે નહિ?

ચતુરી.—ના, ગુણીજન! જે પ્રેમ હૃદય ભેદવા ગયો તે પ્રેમ ભેદવા જતાં અંદર સપડાઈ ગયો છે તેનાથી બાહાર નીકળાયું નથી તે તો સામા હૃદયમાં ગોથાં માર્યાં કરેછે ને ઉલટો કેદી થઈ પડ્યો છે.

પ્રતાપરાય.—તે પ્રેમને મેં હૃદયની શય્યામાં ચેનથી પોહોડાડ્યો છે. ને કેદી નહિ પણ એક પરમપ્રિય પ્રાહુણાની પેઠે તેની પરોણાગત ઉઠાવવામાં આવેછે.

પ્રેમરાય.—ત્યારે મને લાગેછે કે ચતુરી હવે આરામ પામેલા પ્રેમને વિશેષ સુખી કરવાની પેરવીમાં રેહેશે.

ચતુરી.—ચારૂમતી-મારી પ્રિય સખી પોતાની ધારણામાં પાર પડી તો પછી મારા વિચારને ઘણુંજ ઉત્તેજન મળશે. પ્રેમના અગ્નિથી બળી મરવાનું છે. દાઝ ઉધાડી કરવાનું યોગ્ય ઠેકાણું હોય તો શાન્તિ થાય. નહિકર ઉકળી મરવાનું છે. આપણી તો ઇચ્છા ગમે તેવી

હોય પણ કદાપિ મહાન્જનોને રૂચતું હોય નહિ તો પછી આપણે વિચાર જણાવિયે તો હાંસી થાય.

પ્રતાપરાય.—ખરો ભેદક હાંસી થવા દે નહિ. તે તો ભેદ્યું હોય તે રૂઝાડે.

પ્રેમરાય.—મિત્ર, સત્ય કહ્યું. ચારૂમતિયે મારૂં હ્રદય ભેદ્યું તો હવે રૂઝાડવા માંડ્યું છે. તમારાથી મારે કશું છાનું નથી. જુવો એની પત્રિકા હું વાચુંછું. એણે મારૂં મન હરી લીધું છે માટે મનહર છંદ માત્ર લખ્યો છે.

(મનહર.)

ચાલ અલી[1] વે'લો ચાલ, ચારૂ[2] વાડી ભેટ લેવા,
રૂડી રજનીમાં ભેગો લાવ લેવા પ્રીતથી;
મધુકરે[3] કમળમાં વાસ કીધો વાસનાથી,
તિલભર દૂર હવે રે'વું ખોટું રીતથી.
નુતન ન પ્રીત રીતભાત પૂરી ભાળી લીધી
વંશ[4] કાપે, કમળ ન કાપે, તું ખચીતથી
દળ[5] તણો ભાર પડે, ઉપાય ન એક જડે
નહિ તોડે જોડ તોય, નેક ધારી ચિત્તથી. ૧૦૨

ચતુર ચારૂમતી છંદના પ્રથમ અક્ષરોમાં તો અને વંદન કરેછે. ચતુરી! આદરભાવ અને પ્રેમયુક્ત હ્રદયે તે મને વંદન કરેછે તેવાજ આદરભાવથી અને પ્રેમાશક્ત હ્રદયથી હું તે માન્ય કરૂંછું.

ચતુરી.—ગુણી પ્રેમરાય! અમે ગોથાં ખાઇયેં એવા ભેદથી મારી સખિયે લખ્યું છે તો પછી અન્યના હાથમાં જાય તે શી રીતે કળી શકે?

પ્રેમરાય.—ખરી વાત, સમય જોતાં એ ડાહાપણનું કામ કર્યું છે. મારો ખરો પ્રેમ એના પ્રત્યે છે તેની એને પતીજ થયેલી જણાયછે તેથી મને આનંદ થાયછે. વાહવા! શું દ્વીઅર્થી લખ્યું છે. અન્યને કેવું જણાવેછે! સુંદર વાડીના મધ્યમાં સરોવર છે તેમાં કમળ છે. કમળને ને ભમ્મરાને પ્રીતિ છે. તેથી કમળ ભમ-

૧ ભમરો. ૨ સુંદર. ૩ ભમરો; પ્રિયતમ. ૪ વાંસ; કુલ. ૫ લશ્કર; પાંદડુ.

રાને નોતરેછે કે આ સોહામણી રાતમાં પ્રીતિનો ભેગો લાવ લેવાને માટે હે ભમર, તું ચાલ, હે મધુકર! કમળની વાસનાસારૂ તેં તેનામાં વસવાનું કર્યું તો હવે એક તિલ જેટલે અંતરે રેહેવું પણ રીતિથી ઉલટું છે-ભાવાર્થ-તારે અહરનિશ કમળમાંજ રેહેવું, કમળને છોડીને જરા પણ વેગળે જવું નહિ. તારી ને મારી પ્રીત કંઈ નવી નથી પણ જૂની છે, તેથી આટલી વારમાં તારી સર્વ રીતભાત મેં જોઈ લીધી છે. ખાતરીસારૂ દાખલો એટલોજ કે કમળમાં તું બેઠો હોઉં ને સૂર્ય અસ્ત થવા આવે, તેનો તને અનુભવ છતાં પ્રીતિમાં તું એટલો મગ્ન થઈ ગયેલો હોયછે કે વિયોગ કરી જવું તને ગમતું નથી ને કમળ મિંચાઈ જાયછે તેથી તેનાં પાંદડાંનો ભાર ઉપર પડેલો સહન કરેછે. નીકળી જવાનો એક ઉપાય જડતો નથી, તથાપિ મનમાં નેક છે તે ધારણ કરી જોડ નહિ તોડવા સારૂ, વાંસ શરખાને કાપી નાંખવાની શક્તિ છતાં ખચીત તું કમળ કાપતો નથી.

પ્રતાપરાય.—પ્રિયા પ્રિયતમનાં ઓઠાં બતાવી ચારૂમતી દર્શાવેછે કે પ્રેમનાં કામ આવાં છે.

ચતુરી.—સત્ય છે, પ્રેમનું કામ ઓર છે. કશી જોયા વિના પ્રેમ બંધાય નહિ.

પ્રતાપરાય.—ત્યારે તમારા પ્રત્યેનો મારો પ્રેમ જોવા તમે મને ક્યારથી કસવા માંડશો?

ચતુરી.—તમે કસાવાને તૈયાર થઈ રહ્યા છો, એરૂપી કસોટિયે મેં તમને કસ્યા.

પ્રેમરાય.—તમારા પ્રિયની તો તમે ટુંકામાં ખાતરી કરી લીધી પણ તમારી પ્રિયસખીના પક્ષથી મને કશી જોવાની ઇચ્છા હોય તો સુખે કસો.

ચતુરી.—અમે બંને સખિયો ઘણા દિવસથી તમારી બંનેની રીતભાત જોતાં આવ્યાં છિયે એટલે અમારે કશું જોવા જેવું રહ્યું નથી. પણ તમે દ્વીઅર્થી મનહર કેહેતા હતા તો તેનો હવે બીજો અર્થ કહી સંભળાવો.

પ્રેમરાય.—હા, હા, પરીક્ષા કરવાનું ઠીક શોધી કાહાડ્યું. રમ-

રાણ સમજજો કે ચારૂમતી મને એટલી બધી પ્રિય થઈ પડી છે કે તે બીજાથી તો શું પણ મારા પોતાનાથી ઠગાય એવું હું ઇચ્છતો નથી.

ચતુરી.—ધન્ય છે તમારા પ્રેમને.

પ્રતાપરાય.—મારો પ્રેમ તમારા પ્રત્યેછે, તેવિષે તમારે શ્રીમુખેથી ધન્ય કેહેવરાવાને હું શું કરૂં?

ચતુરી.—પ્રિય પ્રતાપરાય! મારા પ્રત્યેનો તમારો પ્રેમ ધન્ય કેહેવાય એવી તમારી પૂર્ણ ઇચ્છા છે તેથીજ હું તમારા પ્રેમને ધન્ય કહુંછું.

પ્રેમરાય.—પ્રિયમિત્ર! તમે ચતુરીના પ્રિય હવે ઠરી ચુક્યા પણ ગુણજ્ઞ ચતુરી! પ્રતાપરાયજી તમારા પ્રિય થવાથી અમારા પ્રિય મટી ગયા એમ સમજશો નહિ.

ચતુરી.—ગુણસંપન્ન પ્રેમરાય! જે મારા પ્રિય છે તેજ તમસરખા સુજ્ઞ પુરૂષના પ્રિય છે એ જણાવી તમે મારા મનમાં આનંદનો મેઘ વર્ષાવી અભિમાન ઉત્પન્ન કરાવોછો. પરંતુ તમારા મનનું સમાધાન થવાને માટે હું એમને પ્રિયતમ કહીને બોલાવીશ. પણ તમારા મિત્રને પ્રિયતમ કહીને બોલાવનાર છે એવું જાણી બોસંકાશો નહિ. જ્યારે તમને પ્રિયતમનું પદ આપવાને મારી સખી બાહાર પડી છે ત્યારે તમારા એકના એક પ્રિયમિત્રને કોઈ પ્રિયતમ કેહેનાર મળે નહિ તો તમારે શરમાવું પડે એટલાજ માટે મારો તમારા ઉપર ઉપકાર થવાની આશાએ હું તમારા પ્રિયમિત્રને પ્રિયતમ કહીશ.

પ્રેમરાય.—સ્વાર્થ ઢાંકવાને માટે અને પારકા ઉપર પાડ ચઢાવા સારૂ ચતુર મનુષ્યો કેવી ચતુરાઈ લડાવેછે?

ચતુરી.—પોતાનું બોલ્યું પ્રતિપાદન કરવા સારૂ તમારા પ્રિયમિત્રના તમે પારકા થાઓ એ અસત્ય ઉચ્ચાર શાને કરવો? તમે કાંઈ પારકા નથી. મારા પ્રિયતમને તમે પારકા હો તો મારા પારકા થાઓ.

પ્રતાપરાય.—મારી પરમપ્રિયા ચતુરી! તમે મને ઉતાવળો પ્રિયતમ ઠરાવી ત્વરાથી પરસ્વાધીન કર્યો.

ચતુરી.—જોયું! મિત્રતા તો આવીજ જોઇયે. પોતાના મિત્રે એક આરોપ ગ્રહણ કર્યો ત્યારે બીજે પોતાને લેવાનું મન થયું

મને પોતાની પરમપ્રિય ચતુરી કેહેછે ને તે પોતાની પરમપ્રિયાને સ્વાધિન થવાને પરસ્વાધિન કહી મને પોતાની ઠરાવી તાત્કાળ પારકી ઠરાવેછે. પણ હશે ચિંતા નહિ. પોતાના હોય તે નજરમાં આવે તે કેહે. મને અહિ આવ્યાને વાર થઈ પણ તે થઈ લાગતી નથી. પાંચ પળ પણ ભાગ્યે વીતી હશે એમ લાગેછે તથાપિ માથે પ્રબલ શત્રુઓનું સાલ છે ને મેં આગળ કહ્યું છે કે કોઈ મારી પૂઠે જોઈ કાંઈ ઈરાદાથી પાછ્યું વળ્યું હોય એવો ભાસ થયો હતો તેથી ધારતી લાગેછે માટે આપ બંને સુજ્ઞોથી મારે વિખુંટાં પડવું જોઈયે. પણ હું ભૂલી. વચ્ચે આડી વાત ચલાવી, ચારૂમતિયે પ્રેમરાયને શું લખ્યું છે તે પોતે એકલાજ સમજીને રહ્યા ને મેં જણાવાની વિનતિ કરી પણ વાત ઉડાવી.

**પ્રેમરાય.**—વળી બીજો એક વધારે આરોપ મૂકવો હોય તો મૂકો, પોતાના પ્રિયતમની સાથે વાત કરવામાં ગુંથાયાં ને મારી વાતને લક્ષ આપ્યું નહિ તે તો ઢબાવી દે છે ને ઉલટો વાંક કાહાડેછે. હોય ચતુર મનુષ્યો એમજ કરે. પણ તમારાથી કાંઈ છાંનું તો છેજ નહિ. વળી તે મનહરનો પ્રત્યુત્તર મારે તમને મ્હોડેજ કેહેવાનો છે. મારી પ્રિયા ચારૂમતી પોતાના ચારૂમતી કુંજમાં, શોભાયમાન રાત્રીને સમયે પ્રીતિથી ભેગાં થવાનો લાભ લેવાને ઈચ્છેછે તો કેહેજો કે એવા અવસરની રાહા જોઈને બેશી રહ્યો હતો ને ભેટ લેવાને એટલો બધો આતુર હતો કે તે આતુરતાને લીધે શું કરવું તે સૂઝ પડ્યું નહિ. મારી પ્રિયા ચારૂમતી મને પોતાનો મધુકર એટલે હૃદયેશ અથવા પ્રિયતમ જાની કેહેછે કે પ્રાણપતિ તમે તમારી વાસનાથી એટલે કીર્તિથી મારા હૃદયકમળમાં આવી વાસ કીધો તો હવે એક તિલભર પણ આઘે રેહેવું રીતિથી ખોટું છે, ભાવાર્થ—મને સૂચવેછે કે રાત્રદિવસ ભેગાંને ભેગાં રેહેવાય એવું હવે કરવું જોઈયે. ગુણજ્ઞ ચતુરી, તમે મારી પ્રિય સખીને કેહેજો કે હું એમજ ઈચ્છુંછું. વળી તમારી સખી કેહેછે કે તમારા પ્રત્યે થયેલી મારી પ્રીતિ નૂતન એટલે નવી નથી પણ સર્વ પ્રકારની રીતભાત પૂર્ણ રીતે જોઈ તપાશીને પછીથી કરી છે માટે પ્રિયા ચારૂમતી મને કેહેછે કે તારો વંશ કાપવો ઘટે તો તું કાપજે પણ ખચિત મારૂં હૃદયકમળ કાપીશ નહિ—ભાવાર્થ—હોલારાય તેમજ કપટ-

પુરીના યુવરાજ એ મારા વંશના એટલે રજપૂત વંશના છે તેને કતલ કરવા ધટે તો કતલ કરજે પણ મને છોડી દઈને મારૂં હૃદયકમળ કતલ કરીશ નહિ. વળી વધારે કેહેછે કે એ સામા લોકોનું દલ એટલે લશ્કર વધારેછે એવો મનમાં ભાર પડી જાય ને એકે પણ ઉપાય જડે નહિ તોપણ આપણી પ્રીતિનો મનમાં નેક ધારણ કરી આપણી જોડ વિખુટી પડવા દઈશ નહિ. ગુણજ્ઞ ચતુરી! ઢોલારાય રજપૂત છે તો હું પણ રજપૂત બચ્ચો છું. તમારી પ્રિય સખીને કેહેજો કે જ્યાં સુધી મારામાં જીવ હશે ત્યાં સુધી હું જોડમાં ખોડ પડવા દેનાર નથી. હવે હું જોઉં છું કે કપટપુરીનો યુવરાજ મારી પ્રિયા ચારૂમતીને કેવો સંતાપેછે.

ચતુરી.—ધન્ય છે તમારા પ્રેમાગ્રહને. સર્વે તમે યથાર્થ કહ્યું. હું તમારી પ્રિયા ચારૂમતીને સર્વ વૃત્તાંત જઈને કહુછું. આપ પણ ત્યાં વેહેલા પધારજો હું બંનેની આજ્ઞા લઉછું.

પ્રતાપરાય.—પ્રેમરાય તો પોતાની પ્રિયા ચારૂમતીને મળી ઠરાવ કરશે પણ આપણે મળી ક્યારે ઠરાવ કરીશું.

ચતુરી.—મારાં થનાર સાસુસસરાની એકવાર આજ્ઞા તો લો, પછી મને પૂછો. હવણાં તો હું જાઉછું. (બંનેને નમન કરી જાયછે. આગલા ખંડમાં જતાં મનુષ્યો તેને પકડી લેછે. ધાઓ ધાઓ કરી તે બૂમ પાડેછે. પ્રતાપરાય અને પ્રેમરાય ત્વરાથી દોડી આવેછે. બીજા માણસો તેમના ઉપર પડેછે. બંનેની પાસે કાંઈ હથિયાર નથી તેથી છેવટે કેટલાકોને નિર્બળ કરતાં છતાં પણ લાઈલાજ થઈ જાયછે. માણસો તેમને બાંધીને તથા મ્હોમાં ડુચા ઘાલીને ગાડીમાં ઘાલી લઈ જાયછે.)

---

## અંક ૩ જો.



### પ્રવેશ ૧ લો.

સ્થળ, ચારૂમતીકુંજ.

ચારૂમતી—(એકલી) અરે! ચતુરી ગઈ તે ગઈ. પાછી ના આવી. રસ્તામાં વિઘ્ન તો નડ્યું નહિ હોય? કારણ વિના ચતુરી મારો જીવ ઉંચો

કરે એવી નથી. અરે એને તે શું થયું? પ્રિય સખી ચતુરી! આવ્ તું વેહેલી આવ્, અને વધામણી ખા કે તારો પ્રિયતમ આજે તુંને ભેટશે. (કાન દઈને) શું એ ગાડીનો ધધડાટ થાયછે. હા એમજ છે, પણ એ ધધડાટ તો કુંજના પાછલા ભાગ ભણી થતો સંભળાયછે. મને લાગેછે કે મારી પ્રિય સખી મારા પ્રિયતમને લઈનેજ આવવા સારૂં થોભી. પણ આ વેરણ વેળા વેહેલી વહી જાય તો બહુ સારૂં.

(દુહા.)

વેળા! તું પ્રિયતમ વિષે, વેળા પાડે કેમ?
ધર્યા સટે તું ઘણી વધે, વહી જઈ કર કંઈ રેમ. ૧૦૩
વિરહ લીધે હું વ્યાકુળી, અધીરી તનમન સાથ;
તું વેહેલી વહી જાય તો, વેહેલી ભેટું નાથ. ૧૦૪
તનમન તનમન થઈ રહ્યું, થન થન નાચે આજ;
સખી વેળા તું સમજજે, તે સૌ પ્રિયતમ કાજ. ૧૦૫
વેરણ પણ વાહાલી કહું, જો તું ઝટ વહી જાય;
વેળા! તુજને વીનવું, થા કંઈ કરતાં સાય. ૧૦૬
પ્રિયતમ તુજને હોત તો આવી કૂર ન થાત;
આપી મુજને તુજ મને, વેહેલી ઝટ વહી જાત. ૧૦૭
પ્રિયતમ તેડી લાવવા, ચંચલ થઈ ગયું ચીત;
પણ તે ત્યાં લપટી ગયું, પાછું ન વળ્યું ખચીત. ૧૦૮
માટે હું એબાકળી, લવું લવાયજ તેમ;
સમજી સૌ સાહેલડી! ધરજે મુજપર રેમ. ૧૦૯

આટલી વેળાએ તે હું કોને મોકલું! જોઉં વારૂં ચંદ્રાવળી એના ઓરડામાં શું કરેછે! નહિ નહિ, એનું કામ નહિ. આટલા દિવસ અડચણ વેઠી એના વિના ચલાવ્યું તો હવે થોડા સારૂં ધૂળ મેળવવું નહિ.

ઘણાં વર્ષનું ગુહ્ય કૃત, ધિરજે નવ જળવાય;
જરા ત્વરા કરવા જતાં, પળમાં વણસી જાય. ૧૧૦

અરે પણ આવો વિચાર કરવો મને છાજતો નથી. એ દાસિયે મને ઉછેરીને આવડી મ્હોટી કરી; અને જનિતા જેટલી કાળજી રાખે એટલી એણે મારે માટે રાખી. મને કાંઈ થતું તો એનું મુખ

લેવાઇ ગયેલું મેં ઘણી વાર જોયું છે. ખરે મારી એ અર્ધઆતા. મારી એના પ્રત્યે પ્રીતિ ને એની મારા પ્રત્યે પ્રીતિ જોઇનેજ મારી માતાએ એને મારા સ્વાધીનમાં કરી છે. માટે મારા આનંદની વાત સાંભળીને એ પણ આનંદ પામશે. વળી એથી મારૂં કામ સરશે. પણ અરે! ગમતી વાતના લાભમાં મન વિચાર કેવા કરેછે?

સોરઠા.

ગમતી મનને વાત, તો ખાનાં શોધે બધે;
જુવે કશી નહિ જાત, એક જુવે-કૃત ક્યમ સધે. ૧૧૧
પ્રેમરાય તુજ પ્રેમ, મુજને દોરી જાયછે;
ચૂકાવે મુજ નેમ, એમ અધીરો થાયછે. ૧૧૨

કાયસ્થ ઘણાં કાવતરાં કરાવેછે. મારા પિતાનો તે કેરો વેરી થઇ બેઠો છે. ને કપટપુરીના મેઘારીનું તે માથે સાલ છે, તેવામાં લાલચથી ફૂટે એવાં હલકાં મનુષ્યનો વિશ્વાસ કરવો યોગ્ય નથી. હવે તો પ્રેમરાયના આવતા સુધી આમ તેમ ફરૂં. (આમ તેમ ફરતાં) પણ અરે! પ્રિયતમને મળવાની ઉત્કંઠાને લીધે અધીરાઇ ઉપજેછે તે સાથે વળી અંતરમાં ઊંડો બળાપો થાયછે એનું કારણ શું?

ભેટસમય જ્યમ પાસ, ત્યમ આતુરતા અતિ વધે;
પછી મન ઉપજે ત્રાસ, વિયોગ ડર વ્યાપી બધે. ૧૧૩
થયો નથી સંયોગ, તો શી બીક વિયોગની;
પણ કલ્પી તે યોગ, પ્રથમ થકી દિલ દુખ ધરે. ૧૧૪
કાં તો દુભ્યો નાથ, કાંતો પ્રિયશિર દુખ પડ્યું;
કાં તો ત્રૂટ્યો સાથ, કાં તો કંઇ વિઘ્નજ નડ્યું. ૧૧૫
મળશે પ્રાણઆધાર, મનસ્થિરતા તે પળ થશે;
ત્યાંસુધી સૌ ભયકાર, ભીતી મનની નહિ જશે. ૧૧૬

પાછલી બારિયે જોઇ આવીને જોઉં ચંદ્રાવલી ક્યાં છે? (તેમ કરેછે અને કાંઇ અવાજ કાને પડેછે એટલે) મારા પિતા અને સેનાપતિ સંબંધી, વાત ગભરાટથી કોઇ કેહેતું જતું સંભળાયું. શું એને તેઓએ ઝાલવાની આજ્ઞા કરી હશે? કે તેમને રાજા ભણીથી કાંઇ અડચણ થઇ હશે? (ગભરાટમાં આમ તેમ ફરેછે.)

## પ્રવેશ ૨ જો.

### સ્થળ, ચારૂમતીકુંજનો મોખરો.

**પ્રથમ ચંદ્રાવળી ને પછીથી એક અશ્વાર તથા ચારૂમતી.**

**ચંદ્રાવળી.**—ચારૂમતી ગમે તેટલી ચતુર પણ છેવટે બાળક તે બાળક. એનો અનુભવ કેટલો? એ તે કાણુ વારૂં? મારા હાથમાં ઉછરેલી એક છોકરી. ન્હાનપણથી તે આજ સુધીની સર્વ રીતભાત હું જાણનારી, તે દાઈના આગળ પેટ સંતાડ્યે કેમ નભે. વારૂ જે થયું તે ઠીક થયું. એણે આપણાથી કપટ રાખ્યું તો એના કપટે એને બાધી. રાત તો ગઈ. હજી પેલો કેમ નહિ આવ્યો? જોઉં વારૂ નીચે એ વાટ તો નથી જોતો? (નીચે જઈ આમ તેમ જોઈ.) હાં, એ આવ્યો દેખાયછે. (પાસે જાયછે તેને એક અશ્વાર કાનમાં કંઈ કહીને કશું આપેછે, તે લઈ તાબડતોબ તે ઉપર જાયછે, તેને ચારૂમતી સામી મળેછે.)

**ચારૂમતી.**—ચંદ્રાવલી! તું આવડી શ્વાસ ભરી ક્યાંથી આવી?

**ચંદ્રાવલી.**—બા સાહેબ! તમે તો મને અત્યાર સુધી કશું કહ્યું નથી પણ હવે તો મેં બધું જાણ્યું છે માટે મારાથી સંકોચાશો નહિ. લો! આ કાગળ ને પોશાક.

**ચારૂમતી.**—(પત્રિકા લઈને વાંચેછે.)

(મનહર.)

પ્રેમીજન પ્રેમાધિન, પ્રેમને આવેશે ચડી,
મનહર મિત્ર કેરી, ચિંતા ધરી ચાલશે;
રાજી ચારૂ ચીજ તો શું, મુકે ચારૂ ચીજને કો?
યત્ન ગમે તેમ કરી, ચારૂ કર ઝાલશે;
નીયમ કર્યો જે થાઓ ગમે તેમ જીવ જાઓ,
આપેછે વચન પ્રેમી તે તો પોતે પાળશે;
શીદ ચારૂ સોસ કરે, ચિંતા શાને કાજ ધરે?,
પડ ઘડી રાતે આવી સારી શાન્તિ આલશે. ૧૧૭

વાહ પ્રેમીજન! તને ધન્ય છે, તારૂં વચન અને આશીષ હું પ્રેમ સહિત માથે ચડાવુંછું. (દાસીને) કેમ ચંદ્રાવલી, આ કાગળ અને પોશાક તુને કોણે આપ્યો?

ચંદ્રાવલી.—બા સાહેબ, પ્રેમરાય સાથે તમે પ્રીતિ બાંધી વાત મને જણાવી નહિ તો પ્રેમરાયે પોતેજ કહી.

ચારૂમતી.—શું એ પોતે નીચે આવ્યા છે?

ચંદ્રાવલી.—હા, બા સાહેબ, એમણે કાગળ આપતાં કહ્યું કે, ચતુરીસાથે એ મોકલવાનો હતો, પણ તે ને પ્રતાપરાય કોણ જાણે કાંય જતાં રહ્યાં છે તે જડતાં નથી. પ્રધાન અને સેનાપતિનાં ઘર જપ્ત કરી કોણ જાણે શોય કેર ત્યાં દ્વોલારાયે વર્ત્તાવ્યો છે તે કહી શકાતું નથી. મેધાશિરાય તમને પકડવા અહિ આવ્યો હશે કે આવશે માટે પ્રેમ-રાયે આ પોતાનો સર્વ પોશાક મોકલ્યો છે તે પેહેરીને તમે પુરૂષના વેશમાં નીચે આવો. એ ઘોડા ઉપર અશ્વાર થઈ ઉભા રહ્યા છે, ને એક ઘોડો તમારેસારૂ તૈયાર રાખ્યો છે.

ચારૂમતી.—(તાત્કાળ પુરૂષનો પોશાક પેહેરતાં) વાડીની પછવાડે થતી વાત સાંભળી તે છેવટે ખરી ઠરી. ચંદ્રાવલી! હવે સર્વના જીવ પર આવી, એટલે હું તો મારી મેળે મારા ધારેલા પતિ સાથે જાઉછું તું સમયસૂચકતા રાખી, માવજીની સંભાલ લેવા જા. દાસી માણસને કોઈ પીડા કરશે નહિ. ઉતાવળમાં હું શું કહું, તું ડાહી અને કૃતજ્ઞ છે માટે મારાં માતાપિતાનું જેમ રક્ષણ થાય તેમ કરજે. લે પેલી મારી- શૃંગારપેટી- એમાં કેટલીક મોહોરો અને મારા મુલ્યવાન અલંકાર છે તે વેચી તારાથી બનતી યુક્તિયો કરજે.

ચંદ્રાવલી.—વારૂ બા સાહેબ! મારાથી નીપજશે એટલું હું કરીશ. પણ આ વીંટી તમને આપતાં હું વીસરી ગઈ. પ્રેમરાયે આ વીંટી આપતાં કહ્યુંછે કે એક બોલ સરખો પણ બોલ્યાવિના ઘોડે અશ્વાર થઈ મારા ઘોડા પછવાડે તમારે ઘોડો મારી મુકવો કે કોઈને જાણ પડે નહિ. તમને શક પડે એમ જાણી, ચતુરીને નહિ અપાઈ શકાયલો કાગળ પોતે લેતા આવ્યા અને આ વીંટી એ-ધાણી માટે આપી.

ચારૂમતી.—(વીંટી પહેરતાં રોમાંચિત થાયછે, તેવી સ્થિતિમાં આંખમાં આંસુ સાથે, અને વધારે ચોકશી જોઈને મનમાં ઢચુપચુ થતાં) પણ પ્રિય ચંદ્રાવલી, ઈ-શ્વર મેળવશે ત્યારે આપણે પાછાં મળીશું. મારાં માતાપિતાને

કેહેજે કે પ્રેમરાય શૂરવીર છે તેથી અમે જ્યાં હોઈશું ત્યાંથી પણ તમારી સંભાલ લીધાવિના રહીશું નહિ. બનશે તો પાછે પગલે આશ્રય લઈ આવીશું.

(દાસીને ભેટીને, હરિણીની પેઠે છલંગો મારતી નીચે ઉતરી પડી ઘોડેસ્વાર થઈ આગલા ઘોડા પછવાડે પોતાનો ઘોડો મારી મૂકેછે.)

## પ્રવેશ ૩ જો.

### સ્થળ, રાજમેહેલ.

### ઢોલારાય અને કાયસ્થ.

કાયસ્થ—રાજાજી! આખરે ગુણવંતરાય પ્રધાન, અને માનસિંહ સેનાપતિ, કેદ થયા છે. ત્રણ વાર છટકી ગયેલા પકડાયા. કેટલાંક માણસનાં તેમણે ખુન કર્યાં.

ગીતિ.

મૂળ સિંહ, પછી ખિજવ્યો, બમણો તે બળવંત બની ધુંધવે,
બંધ થકી જો છટકે, પટકે પળમાં જરાય બાધ થયે. ૧૧૮

ઢોલારાય.—આખું નગર તળે ઉપર થઈ ગયું છે એટલી બધી ધામધુમ તમે શું કરવાને કરી? હવે મને પ્રજાની ધાસ્તી લાગેછે.

કાયસ્થ.—ઘેટા ઝાલવા નોહોતા, સિંહનો શિકાર કરવો હતો તે અમસ્થો થાય. એ બેની આંખો ફાટી હતી તે વેળાએ તમે હોત તો મૂઠિયો વાળીને નાશી જાત. એવા બળિયાને જો મેં નરમ કર્યા હોત નહિ તો તમે ગાદિયે ક્યાં જઈને બેસવાના હતા જે. માથે બે કટ્ટા શત્રુ હતા.

રાજ્ય શરીરમાં શત્રુ, કંટક કપરો ભરાઈ નવ હાલે,
પેઠો, ભાગ્યો, નિસર્યો, સપડાની સૌ સ્થિતિ વિષે સાલે. ૧૧૯

તથાપિ, પ્રધાન શત્રુ થાત તે પરવડત, પણ કપટપુરીનો રાજા થાત, તે તો શાણકું હાથમાં ઝલાવત.

ઢોલારાય.—કાયસ્થ! મેં તમને ઘણી વાર મના કરી છતાં હદબાહાર જઈ હલકાં વચન કોહોછો એ તમને છાજતું નથી. આખરે હું તે રાજા સાધારણ માણસ નહિ. (મનમાં.)

મૂર્ખ છિદ્ર જો જાણે, મેણાંની શાયડી કરી શારે,
બળતા દોર પરોવી, વીંધી બાંધી મરણ વિના મારે. ૧૨૦

કાયસ્થ.—એમ કે, વારૂં ત્યારે આજથી રાજ્ય ચલાવો જોઈયે. એમ નહિ ધારશો કે મ્હોટા શત્રુ કેદ પડ્યા એટલે સર્વ પતી ગયું. રૈયતને શાંત રાખવા મેં ઘણી યુક્તિયો કરી છે, તેથી કોઈ ઘરી આવતું નથી. કેમકે,

શશિ, સાગરના જળને, આકર્પણ કરી બહુજ ઉભરાવે,
પણ મર્યાદા મ્હોટી, થતાં ઉલ્લંઘન તરતજ અટકાવે. ૧૨૧

ઢોલારાય.—તમારી હોંશિયારીને લીધેજ હું તમારી સલાહ પ્રમાણે ન્હાનપણથી ચાલ્યો આવ્યો છું. ને મેં તમને વચન આપ્યું હતું કે રેહતાં રેહતાં હું તમને પ્રધાન કરીશ તે દાહાડો આજે આવ્યો ત્યારે તમારે મારૂં માન રાખવું.

કાયસ્થ.—નિજ સ્વારથને સારૂં, આપી લાલચ ઠગ ઠગવા આવે,
દધિ પ્રેરી ભરતીને, મીઠો રસ ભરી ગ્રહી નદજળ લાવે. ૧૨૨
હું હોત નહિ તો તમે રાજા કે દાહાડે થવાના હતા.

ઢોલારાય.—(ગભરાઈને) ભાઈ કાયસ્થ! પાછલો ઈતિહાસ વાંચવાની આ વેળા નથી. હવણાં તો બધી સમાધાની કરી દેવી ઘટેછે.

(મનમાં.)

લાલચ દઈ વશ કરીને, કપટી તો નિજ કપટ સરસ સાધે,
ગલ અંકોડે દેતાં, મત્સ્ય તરત મત્સ્યમારને લાધે. ૧૨૩

કાયસ્થ.—(મનમાં) સાળો રખારો હવે કેવો હેકાણે આવ્યો. પેહેલેથી અડાવતો આવ્યો હોત નહિ તો મને પ્રધાનપદવિ કોઈ દિવસ મળનાર હતી? (ચાસન) એ વાત તો તમે ડાહી કહી. જુવો આપણી ટોળીનાં સર્વ માંણસો ચકલે ચકલે મૂકી દીધાં છે, ને વાત એવી ચલાવી છે કે, કપટપુરીના કુંવર મેઘારિરાય વેહેરે ચારૂમતી પરણાવવાની રાજાએ પ્રધાનને સલાહ આપી, તે નહિ સ્વિકારતાં, રાજાએ આગ્રહ કર્યો એટલે ઉલટો પ્રધાન તરવાર લઈ રાજાને કાપી નાખવા ઉઠ્યો, તેની પછવાડે સેનાપતિએ પણ ઘા કરવા માંડ્યો, પણ રાજાજી ખશી ગયા, ને પાસેના સુભટોએ બંનેને ઝાલી લીધા, ત્યારે રાજા

ઉગર્યા. આવા કારણને લીધે રાજાજિયે તેમનાં ઘરબાર જપ્ત કરી તેઓને કેદ કર્યા છે ને પ્રધાનપદવિ કાયરથને આપી છે ને સેનાપતિ સુભટવીરને કર્યો છે.

ઢોલારાય.—વાહવા કાયસ્થ પ્રધાન! ઠીક યુક્તિ કરી. પણ એટલું કેહેવાથી પ્રજા શાંત થઈ?

કાયરથ.—દશબાર જણે જરા વધારે બબડાટ કરવા માંડ્યો એવું મારા જાણવામાં આવ્યું કે તેમને તાબડતોબ કાપી નંખાવ્યા, અને આપણા ભણીના સુભટોની પદવિ વધારી તેમને નવા અધિકારી સ્થાપ્યા. તેઓ ઉઘાડી તરવારે નગરમાં ફરેછે ને તરવારનો કાયદો છૂટો મૂક્યોછે એટલે હવે તો બધું ચુપાચુપ થઈ જવા આવ્યું છે.

ઢોલારાય.—સેનાનો બંદોબસ્ત શી રીતે કર્યો છે?

કાયરથ.—સુભટવીરને તમારી સલાહ પ્રમાણે સેનાપતિ સ્થાપ્યો છે. સેનાના લોકોનો તેના ઉપર માનસિંહ સેનાપતિ જેટલો ભાવ નથી, તથાપિ, તેનાથી ઉતરતો તો ખરોજ, એટલે માનસિંહે તમારા ઉપર તરવાર ઉચકી તે વૃત્તાંત બધી સેના એકઠી કરી એવી અસરકારક રીતે કહી બતાવ્યું કે માનસિંહે તમારો મ્હોટો અપરાધ કર્યો એવું સર્વના મનમાં તાત્કાલ આવી ગયું. અને કેટલાક ચેંપ કરવા લાગ્યા તેના મુસકા બાંધ્યા.

ઢોલારાય.—શાબાશ કાયસ્થ પ્રધાન શાબાશ. પણ દરબારના બીજા ગુણવંતરાય ભણીના માણસો ખરી વાત બાહાર પાડશે ત્યારે. પછી જો જો આપણા ભોગ મળે નહિ.

કાયરથ.—આપણી ટોળીની સામે જેટલા હતા તેમાંથી ઘણા ખરા મરાયા ને ઘણાજ બળિયા હતા તેઓને ભોંયરામાં જુદા જુદા કેદ કર્યા છે. દરબારમાં હવે એક પણ એના ભણીનું રેહેવા દીધું નથી. તો હવે તમે શું કરવાને ડરી મરોછો? તમારા જેવા બીહીકણ તો કોઈ જોયા નહિ.

સિંહ ગરજના સુણતાં કાયર કંપે મુવો ગણી મનમાં,
પણ શુરો જો સામો, તો તે તડૂકી ઉઠે તરત તનમાં. ૧૨૪

તેમ છતાં તમે કાં ડરોછો? તમારે યુદ્ધમાં તો ઉભાં રેહેવું પડ્યું નથી ને કદાપિ તેમ હોય તો કોણ જાણે શુંએ કરો!

(ગીતિ.) શૂર હણાયો શત્રુ, તોપણ દેખી ડરે બીકણ ખાઈ,
પણ જો સામો શૂરો; અરિ પડતાં તે પડે હબક ખાઈ. ૧૨૫

ઢોલારાય.—હું કંઈ ડરી જતો નથી, પણ સાવધાન રેહેવાને ચેતાવુંછું. પણ કાયસ્થ! એકાએક સામટો લાગ ઠીક આવી ગયો.

કાયસ્થ.—હવણાં એ લોકોને કેદ કરવાની મારી હિંમત ચાલત નહિ પણ પ્રેમરાય, પ્રતાપરાય અને ચતુરી એ ત્રણને પકડીને કેદ કર્યાં તેમાં ઘણી સંભાળ રાખી હતી તોપણ ગુણવંતરાયના અને માનસિંહના જાણવામાં આવ્યું, પણ આપણાં માણસ ખાતમી લેવા તેમને ત્યાં અજાણ્યાં થઈ, તેમનાજ પક્ષનાં છે એવું જણાવી ફેરા ખાયા કરતાં, તેઓમાંથી એક તે વેળા ત્યાં હતો તે તત્કાળ મારી પાસે આવ્યો ને કહ્યું કે એક ઘડીમાં આપણા ખાડામાં આપણને પડવાનું થશે.

ઢોલારાય.—એ હેરક પૂરો પોહોંચેલો; નહિકર સર્વ ઊંધું વળી જાત.

કાયસ્થ.—આપણું કામ ક્યાં કાચું છે. અગાઉથી તૈયારી કરી રાખી હતી કે કદાપિ જાણ થશે તો પ્રધાન ઉપર તળપ મારવી પડશે તેથી તેજ વેળાએ બંનેનાં ઘર ઘેરી લઈ તેમને કેદ કર્યા.

ઢોલારાય.—જે થયું તે ઠીક થયું. પણ જે ભોંયરામાં તેમને પૂર્યા હોય તે ઉપર પૂરો જાબતો રાખજો. ને પેલા પ્રેમરાયને તો પૂરોજ કરજો; એ કોઈ વિલક્ષણ માણસ મને લાગેછે. એના મ્હો સામું મારાથી તો જોવાતુંજ નથી.

કાયસ્થ.—લોક પ્રેમરાયની ઘણી પૂછપરછ કરેછે, પણ એવિષે એવી વાત ચલાવી છે કે, એ ચારૂમતીને લઈને નાશી ગયો છે, ને પ્રતાપરાય ચતુરીને લઈને ભાગ્યો છે. પ્રતાપરાય ને ચતુરી તો જુદા જુદા ભોંયરામાં કેદ છે પણ પ્રેમરાયને જ્યાં પૂર્યો હતો ત્યાં તે નથી, એમ ઉપરથી જોનારે મને કાહાવ્યું છે. અંદર ઉતરવાની કોઈની છાતી ચાલતી નથી, તોપણ હું હવે એની તપાસમાં છું. એ છૂટ્યો તો પછી થઈજ રહ્યું તો. પ્રધાન આદિ જે જોરાવર રહ્યા છે તેમના ઉપર હાથ ચલાવા સર્વે ના કેહેછે; કોઈની હિંમત ચાલતી નથી.

ઢોલારાય.—ત્યારે એટલું કામ તમેજ કાં કરતા નથી?

કાયસ્થ.—નારે મારા બાપ, અમે તો કલમ ચલાવિયે કે કપટ રચિયે. તરવારને અડવાનું અમારૂં કામ નહિ. પણ આ ઉપરથી તમે એમ નહિ ધારશો કે તરવારનું કામ કલમથી ભારેછે. તરવારનો ઘા રૂઝાય પણ લેખણનો ઘા રૂઝાય નહિ. કેમકે,

શસ્ત્ર અસ્ત્રનો ઘા, તો, રૂઝે કે કાં કરે મુક્ત દુઃખથી;
પણ ઘા લેખણ કેરો, સદા વિયોગી કરે સરવ સુખથી. ૧૨૬

ઢોલારાય.—એ તો વાત ખરી, પણ ત્યારે તમે પેલાઓને માટે શું ધાર્યું?

કાયસ્થ.—આખરે એજ કે સર્વેને એક ભોંયરામાં એકઠા કરીને બે ચાર પાંચ મણ દારૂ નાંખી ફૂંકી દઈશું.

ઢોલારાય.—પેલા મેધારિરાયનું શું કર્યું? એ વિષે કેમ કાંઈ કેહેતા નથી.

કાયસ્થ.—હવે બધી ચિંતા મારે છે. તમે નિરાંતે ખાઓ પિયો ને આનંદ કરો. મારા હાથમાં પ્રધાનમુદ્રા આવી એટલે હું મારી મેળે બધી કાળજી રાખીશ. મેધારિરાયનો ઘાટ સારો ઉતાર્યો છે. હવે વધારે વાર મારાથી ખોટી થવાય એમ નથી હું જાઉછું. (જાયછે.)

## પ્રવેશ ૪ થો.

સ્થળ, કારાગ્રહનું ભોંયરૂં.

### પ્રેમરાય.

ઇશ્વરની ગહન ગતિ છે. મનુષ્ય, મનના તરંગ ગમે એટલા ઉંચા ચડાવેછે પણ પાછા તે ઠેરના ઠેર રેહેછે.

(દુહા.) મનના તરંગ મસ બની, મનમાંહ્યે શમી જાય;
સાગર લેહેરો લક્ષ થઈ, સાગર માંહ સમાય. ૧૨૭
ખાલી મનના ઉભરા, ચડઉતર બહુ થાય;
દૂધ ઉભરા બહુ ચડી, પાછા બેશી જાય. ૧૨૮

પ્રેમાવેશના મારા તરંગ અને ઉભરા સર્વે બેશી ગયા. મેં કવી આશા રાખી હતી અને શું નીપજ્યું?

મનુજ[1] આશ મ્હોટી કરે, ઉલટ ધરી બહુ અંગ;
લક્ષેલું લાધ્યું ગણે, અંત્યે આશાભંગ.     ૧૨૯
તૃષાતુર[2] મૃગ તરફડી, પોહોંચે મૃગજલ ઠાર;
જાય, જાય જળ ત્યાં વળી, પણ નવ પામે પાર.     ૧૩૦

મારે પણ એમજ થયું. આજે હું મારી પ્રિયા સાથે વાત કરતો હોત અને નયને નયન મેળવી ઠારતો અને ઠરતો હોત, પણ હરિણની પેઠે ચિંતવેલું ઠેકાણું આઘું દોડી ગયું. મને મારી ચિંતા થતી નથી. પણ મારી પ્રિયાની થાયછે. અરે! અત્યારે તારી શી વળે થઈ હશે અને તું ક્યાં હોઈશ. પ્રિયા! જ્યાં હોઉં ત્યાં એમ નો ધારતી કે, કાયરની પેઠ કંટાળી અને ડરીને હું તુંને મળવા આવ્યો નથી. પેલા દુષ્ટ મેધારિની ઉશ્કેરણીથી બધું ઉલટપાલટ થઈ ગયું. ત્રણ માણસોને ઘાયલ કરતાં પણ વિના હથિયારે મારો ઉપાય ચાલ્યો નહિ, વળી ચતુરીનું રક્ષણ કરવા જતાં, શત્રૂઓએ મારા હાથનો કબજો કરી લીધો. બિચારી ચતુરી અને પ્રતાપરાયને કોણ જાણે ક્યાંય પૂર્યાં હશે. શૂરવીરનું લક્ષણ સામા લડીને જય મેળવવાનું છે. બાયલા વેડા કરવામાં નથી; જો સામે લડીને મારો પરાજય કર્યો હોત તો હું પોતે પોતાનેજ ધિઃકારીને શાન્ત થાત, પણ અરે! મારૂં આખું શરીર કંપેછે. ભુજા ઘણા ભારે થયા છે. જો આ ઘડિયે મેધારિને દેખું તો બાથમાં ઘાલીને ભચેડી નાંખું, પણ શું કરૂં?

(દુહો.) મેઘ ગર્જના સાંભળી, સિંહ ઘણું ધુધવાય;
પટકી શિર મરી જાય પણ અરિ[3] બાથે ન અવાય.     ૧૩૧

(આવેશમાં ને આવેશમાં એક મજબુત જાળી હતી તે પગપ્રહારથી અને હાથથી હચહચાવીને કાહાઢી નાંખેછે. ને પોતાના સાથિયોનો પત્તો લાગશે તથી ઉત્સાહથી એક ચાલીમાં જાયછે.)

અરે! આ તો અંધારી ચાલી છે, પણ પણે પેલો ખાંચો છે, ત્યાંથી વળવાનું જણાયછે. (નીકળી ગયેલી જાળી હાથમાં લઈને દોડી જાયછે.) હા. ખરી વાત, આ બીજી જડેલી જાળી કોઈ બીજા ભોંયરાની દેખાયછે, એમાં આપણું કોઈ હશે. જાળીના પ્રહારથી બાહારનું તાળું

૧ માણસ. ૨ તૃષા+આતુર=તરસથી વલખાં મારતો. ૩ શત્રુ.

તોડવું એ તો કશા લેખામાં નથી. (તાળું તોડવા માંડેછે, તેનો અવાજ સાંભળી, અંદર જે ચતુરી હતી તે ત્યાં આગળ દોડી આવેછે, ને બારી ઉઘાડવાથી પ્રેમરાયને બાહાર આવી મળેછે.)

## પ્રેમરાય અને ચતુરી.

ચતુરી.—પ્રેમરાય, આ અંધારી ચાલીમાં થઈ, જ્યાં જવાઈ શકાયું ત્યાં જોઈ આવી, પણ પ્રતાપરાયના ભોંયરાનો કહિં પત્તો લાગ્યો નહિ.

પ્રેમરાય.—હું પણ ભીંતે ભીંત ખોળી વળ્યો. મને લાગેછે કે પ્રતાપરાય જે ભોંયરામાં હશે તેની આવી ચાલી હશે ખરી, પણ ત્યાં કોણ જાણે શી રીતે જવાતું હશે.

ચતુરી.—તેનો માર્ગ કોઈ બીજો હશે. અરે! પ્રતાપરાય હાથ લાગ્યા હોત તો કેવું સારૂં થાત!

(ગીતિ.) મુજ સરખી અધિરી કો; નિજ પ્રિય શોધી નિરાશ થઈ જાય;
નિરાશ ત્યમ હું થઈછું; મિત્ર વિયોગે ગઈ બધી આય. ૧૩૨

હું કેવી ભાગ્યહીણ કે જ્યારે મારા મનોભાવ મારા મનના માન્યાને જણાવવાને પ્રસંગ પામી ત્યારે તેજ દિવસે અમને આવો અણધાર્યો વિયોગ થયો, ને તે વળી એવો કે ફરીને મળવાની આશા તો રખાયજ નહિ. જો એ મને આ ભોંયરામાં મળ્યા હોત તો મારા મનનું દુઃખ નિવેદન કરી હું નિવૃત્તિ પામત.

પ્રેમરાય.—સંકટની વેળાએ મન લાંબા વિચાર કરીને, ઉલટું સંકટનો વધારે ભય ભરેલો દેખાવ આપણી નજરે પાડેછે. પણ દૃઢતાવિના હવે સિદ્ધિ નથી.

(ગીતિ.) મન નિજ વિવિધ બાબે, સંકટ કેરૂં ચિતાર ફેલાવે;
વર્દ્ધકકાચ સમાનજ, લઘુનું કરીને મહાન બતલાવે. ૧૩૩

ચતુરી.—ગુણી પ્રેમરાય તમે સત્ય કોહોછો, પણ,

(ગીતિ.) પ્રિય પોતાનું જોતાં, સુખ દુખ સાથે હૃદય તળપ મારે;
અર્ધો ભાગ અરપવા, પ્રિય મળતાં તે વાર તરત ધારે. ૧૩૪

પ્રતાપરાય અને તમારાથી હું જુદી પડી ત્યારે કેવી આશાની ભરેલી હતી, અને બીજેજ ક્ષણે મારી વલે કેવી થઈ!

પ્રેમરાય.— (ગીતિ.)

એક પળે શોભતી પ્રફુલિત પુષ્પે હસે મધુર વેલી;
વિપતતાપ પડવાથી કરમઈ બીજી પળે પડે વેલી. ૧૩૫

પણ ચતુરી! તમે હવે વધારે બળાપો કરશો નહિ. આપણે નિરૂપાય થઈ ગયાં છિયે, પ્રતાપરાય અહિં આપણા ભેગાં થયા હોત તો મને લાગેછે કે તમારૂં બંનેનું દુઃખ જોઈને હું વધારે દુખી થાત, કેમકે, આપણા વેરી દુષ્ટ લોકો આપણને ખાવાનું આપતા નથી માટે ભૂખે મારી નાંખવાનો તેઓનો વિચાર હોય એમ જણાયછે. તેવામાં પોતપોતાના પ્રિયને તરફડીને મરી જતાં જોવાં તેના કરતાં તેમનાથી વેગળા હોઇયે તે વધારે સારૂં.

ચતુરી.—સત્ય કોહોછો પ્રેમરાય. એવી સ્થિતિમાં અન્યોન્યને વધારે દુઃખ થાય. (આંખમાં આંસુ સાથે.)

(ગીતિ.) પ્રેમીમન[1] ને જળની, સંબંધીશું સ્થિતિજ રહે એક;
મન ધારા છિદ્રોથી રૂદન કરે ગભરાઈ ગ્રહી ટેક. ૧૩૬

અરે! પણ એક ક્ષણને અંતરે આવી વ્યથા આવી પડવાની હતી તો એક બીજાનો મનોભાવ દર્શાવ્યો હોત નહિ તો સારૂં થાત. ગુણી પ્રેમરાય! છેવટે બળાપારૂપી અગ્નિ ચિતામાં બળી હોલાવાની મારે વેળા આવી. હું ગમે તે કુળની, અને ગમે તે માબાપની હોઈશ, પણ પ્રતાપરાય સરખા તમારા સદ્ગુણી મિત્ર સાથે જોડાવાનું જાણી મને સંતોષ થવા માંડ્યો હતો.

પ્રેમરાય.—તમારા મનમાં કાંઈક ઉંડી બળતા છે, અને તે તમારાં માતાપિતા સંબંધીની છે એ જાણીને મને ઘણો ખેદ થાયછે.

ચતુરી.—ગુણી પ્રેમરાય! માબાપ વિનાની છોકરી, પોતાનાં માબાપ કોણ છે, અને તે ક્યાં છે એ જાણે નહિ, તેમજ પોતે કિયા કુળની છે તેની કાંઈ પણ જાણ હોય નહિ એના જેવી બીજી દુખિયણું તમે કોને કેહેશો?

---

[1] સંબંધવાળાં પ્રીતિનાં ભરેલાં મન, સંબંધવાળા જળાશયની પેઠે સમાન સ્થિતિમાં રહેછે. તેઓને સ્થિતિ બદલવાનો બલાત્કાર કરવામાં આવેછે તો મન અને ધારા એ બને છિદ્રોરૂપી આંખોથી રૂદન કરી, કકળેછે અને પોતાની સ્થિતિ, સંબંધીના જેવી રાખવાને ઉછાળા મારી, ધારણ કરેછે.

પ્રેમરાય.—હેં! અમે તો તમને આપણા ગુરૂના એક ગરીબ રજપૂત મિત્રની પુત્રી જાણિયે છિયે.

ચતુરી.—દયાળુ અને પરોપકારી વિદ્યાધર ગુરૂનેજ હું તો પિતા સમજુંછું, કેમકે મારામાં કશી સમજણ નહતી તે દિવસની હું એમની સંભાળ નીચે છું. અને જે ગરીબ રજપૂતને તમે ગુરૂજીનો મિત્ર કહી વાત કરોછો, તે ગરીબ રજપૂતને તો કોઈ પણ પ્રકારે ઓળખતી નથી.

પ્રેમરાય.—આ તે શી ચમત્કારિક વાત! ત્યારે વારૂ તમારા મનમાં શંકા ઉત્પન્ન કેમ થઈ?

ચતુરી.—એક દિવસે હું ગુરૂજીની પોથિયો ફેરવતી હતી તેવામાં; એક ઘણી સંભાળથી બાંધેલી પોથીમાં એક ન્હાની પત્રિકા જોવામાં આવી. તેમાં માત્ર આ એક દુહો હતો. ( કહી સંભળાવેછે. )

(દુહો.) બાળક આ રજપૂતનું,
લાધ્યું રાખો સાથ;
પુરી પ્રીતિથી પાળજો,
રીઝવવા જગનાથ. ૧૩૭

પ્રેમરાય.—તમારૂં જિવતર ખરેખાત કોઈ વિલક્ષણ છે. ( બે ચાર વાર દુહાનું મનન કરીને) જગનાથ જે પ્રરમેશ્વર તેને રીઝવવા, આ રજપૂતનું જડેલું બાળક પાસે રાખી, પૂરી પ્રીતિથી પાળજો, એવો સ્પષ્ટાર્થ છે.

ચતુરી.—હા જી એવો ભાવ છે. કાંઈ વિશેષ પત્તો હાથ લાગતો નથી.

પ્રેમરાય.—રોહો. જગનાથ એવું રાજાનું પણ નામ હોય.

ચતુરી.—હેં ત્યારે હું કોઈ રાજાની પુત્રી હોઉ?

પ્રેમરાય.—હાં શાણી ચતુરી, એમ પણ હોય. પણ રોહો. બીજો એક પત્તો હાથ લાગેછે.

ચતુરી.—હેં પ્રેમરાય, ખરે!

પ્રેમરાય.—ચારે તુક જુદી જુદી લઈને તેઓના પ્રથમ અક્ષર.—

ચતુરી.—હા, હા, બા-લા-પુ-રી એમ નીકલેછે ખરૂં. વાહરે! પ્રેમરાય; પણ એથી શું સમજવું?

પ્રેમરાય.—(ઉંડા વિચારમાં પડીને અને સમજવામાં આવેલું ઠબાવીને)

આપણા પ્રજાપાળક રાજા જે ઢોલારાયના વડીલ ભાઈ થઈ ગયા, તેમની મહિષીનું* નામ બાલાદેવી હતુ.—શિવ, શિવ, મારાં રૂવે રૂવાં ઉભાં થાયછે. એ ધર્મદેવી પ્રજાના સુખ સારૂ બહુ પ્રયત્ન કરતાં એવું મારા પિતાએ ઘણાં ઉદાહરણ આપીને મને કહેલું, તેનું સ્મરણ થાયછે. તેથી તેમનું અકાલ મૃત્યુ પુત્રપ્રસવ પછી થયું એમ કેહેવાયછે તે સાંભરવાથી મને બહુ દુઃખ થાયછે.

ચતુરી.—હા મને સારી પેઠે સાંભરેછે કે, દયાવાન સ્ત્રીનો દાખલો આપતાં, બાલાદેવીનો નામોચ્ચાર આપણા ગુરૂજી વારે વારે કરતા.

(ગીતિ.) નામ ગુણીનું સ્મરતાં, પ્રેમ ઘણો મન ગુણી ઉપર ઉપજે;
ગુણ પ્રતિમા બતલાવી, ગુણ દર્શાવ્યે અસર સરસ નિપજે. ૧૩૮

પ્રેમરાય.—એ પવિત્ર માતાનો ગુણાનુવાદ સ્મરણ કર્યાથી મારૂં હૃદય આવી સંકટની વેળામાં સિંહનું છે તે કોમળ થઈ જાયછે. જવાદો એ વાત, કેમકે એ રાજમાતાની સાથે મારી ખરી માતા સાંભરી આવેછે.

ચતુરી.—ગુણી પ્રેમરાય! તમે પરોપકારી છો માટે તમારા સ્વભાવને મળતાં મનુષ્ય હોય તેમના ગુણ તમને હૃદયભેદક થઈ પડે એમાં નવાઈ નથી, (પ્રેમરાયની આંખમાં આંસુ જોઈને.)

પ્રેમરાય! તમે શું કરવાને અકળાઓછો. આવી વેળાએ આપણે એમની વાત કરવી છોડી દો એટલે તમારા જેવા પરદુઃખ ભંજનને હૃદયભેદક દુઃખ થાય નહિ. (તેનાં આંસુ પોતાના પાલવથી લોહી નાંખતાં.) ચાલો હવે મને કોહો કે બાલાપુરી અને બાલાદેવીનો સંબંધ શો છે.

પ્રેમરાય.—અરે! બાલાદેવીના ગુણની વાતો મેં એટલી અસંખ્ય સાંભળી છે કે એમનું પવિત્ર નામ સંભારતાંજ, તેમની વાતનું યથાસ્થિત ચિત્ર ખડું થાયછે અને મારૂં હૃદય ઉભરાઈ આવેછે. તમારી વાત સાથે બાલાદેવીનું સ્મરણ એમ થયું કે દુહામાં બાળક શબ્દ છે. તેથી બાલાદેવીના બાળક સાથે તો કાંઈ સંબંધ બેસતો નથી એમ વિચાર ઉપજ્યો પણ બાલાદેવીને તો પુત્ર પ્રસવ્યો હતો અને

* ગાદી ઉપર બેસતા પેહેલાં રાજાને રાજ્યાભિષેકની ક્રિયા કરવામાં આવેછે તે વેળાએ જે રાણી, રાજા સાથે સામીલ હોયછે તે "મહિષી" કેહેવાયછે.

તે તો મરણ પામ્યો હતો એ વાત જગપ્રસિદ્ધ છે. માટે કાંઇ શક લેવા જેવું નથી, તેમજ બાલાદેવીના નામ ઉપરથી બાલાપુરી નામનું કોઈ નગર આપણા રાજ્યમાં સ્થપાયલું પણ નથી. માટે એ સંબંધ તો કશો બેસતો નથી. (શરીર કાંપેછે.)

ચતુરી.—પ્રેમરાય, પ્રેમરાય, જાઓ ભાઈ, તમે બાલાદેવીની વાતના સ્મરણ ઉપરથીજ આટલા બધા પોચા હૃદયના થઈ જાઓછો તો પછી તમારીજ માતાની વાતથી તો કેટલું બધું થાય એ કહી શકાતું નથી.

પ્રેમરાય.—બા ચતુરી, મને એમજ થાયછે. હું જન્મનોજ દુખી છું. મેં માનું કશું સુખ દીઠું નથી, મારા પિતા ઉદયસિંહ મને કેહેતા તે ઉપરથી હું જાણુંછું કે મેં જ્યારે ધાવણ મુક્યું અને થોડું થોડું અન્ન બોટતો થયો ત્યારે મારી બાલાદેવી માતાનું મૃત્યુ થયું તે માતા પણ એવીજ દયાળુ હતી તેથી સરખા નામની એકની વાત સંભારતાં બીજાનું સ્મરણ થઈને મને દુપટ દુખ થાયછે. કેમકે,

(ગીતિ.) સ્મરણુજ સંકલના તો, સુખદ વિષયમાં સુખદ બને સારી;
દુખદ વિષયમાં ભૂડી, દુખદ બનીને દુખ બહુ દે ભારી. ૧૩૯

ચતુરી.—ખરી વાત હવે મને સમજાયું. ત્યારે તો બાલાદેવી રાણીનું નામ તમને અતિ દુખદ થાય એમાં નવાંઈ નથી.

હવે એ દુઃખની વાત જવા દો. પણ બાલાપુરી વિષે તમે કેમ કાંઈ કેહેતા નથી.

પ્રેમરાય.—મારી માતાના ગુણ સાંભળીને બાલાદેવી ઘણાં પ્રસન્ન થયાં હતાં, અને તે ઉપરથીજ અમારા કુટુંબના નિર્વાહને અર્થે રાજાજીને કહીને, તેમણે ગ્રાસ બંધાવી આપ્યો હતો, તે ઢોલારાય ગાદી ઉપર બેઠા પછી, બાલાદેવીની ઉદારતાથી નવા બાંધી આપેલા સર્વ ગ્રાસ બંધ થયા તેમાં અમારો પણ બંધ થયો, વળી દસ વીઘાં પસાયતી ભોંય હતી તે કોઇયે કાંઈ ઉપકાર કર્યા હશે તેના બદલામાં આપી દીધી ત્યારથી મારા પિતાને બહુ સંકટ સોસવું પડ્યું. ઢોલારાય પ્રથમથીજ એમના ઉપર રોષે ભરાયલા જણાતા હતા, તેનું કારણ કશું કળવામાં આવ્યું ન હતું, પણ મારા પિતા મને કેહેતા કે

"એ રાજા સદ્‌ગુણીનો શત્રુ છે. ને એના પિતાનું ને માઈ નામ એક છે, તથા તારી માતાનું રાણીને નામે નામ હતું, તેમજ પ્રજાપાલ પદ મેળવી ગયેલા આપણા પ્રેમરાય રાજાનું ને તારૂં નામ એક આવ્યું તેથી એના ક્રોધમાં વધારો થતો ગયો. એમ ધરાયછે.

ચતુરી.—પણ ઢોલારાય સરખા મહાપાપી અને દુર્ગુણીને ક્રોધ ઉપજે એમાં નવાઈ નથી. આપણે ગુરૂજીના કેહેવાથી, અને લોકોમાં કેહેવાયછે તેથી જાણિયે છિયે કે ઢોલારાયના ઉપર આપણા વૃદ્ધ ઉદયસિંહ રાજાની અકૃપા હતી, તેથી ઢોલારાય પણ તેમના ઉપર અભાવ રાખી વર્ત્તતા, માટે તેમનાજ નામરાશી તમારા ગુણી પિતા ઉદયસિંહ ઉપર તેમને રોપ આવેજ; વળી પ્રજાપાળ પ્રેમરાય રાજાનું મ્હો તો ઢોલારાયને દીઠું ગમતું નહિ, તો તેમનું નામ ધારણ કરનાર જે તમે, તે તમારા ઉપર કેમ રોષ ના આવે? વળી પ્રજાના દુઃખ નિવારણ અર્થે તમે એટલાં બધાં સંકટ માથે વોહોરી લઈને કામ કર્યાં છે, કે પ્રજાએ તો તમને પ્રજાપાળ પ્રેમરાયને સ્થાનેજ ગણ્યા છે. મેં ઘણા લોકોને બોલતાં સાંભળ્યા છે કે "આપણું દુઃખ જાણી, આપણા સ્વર્ગવાસી પ્રજાપાલ પ્રેમરાય રાજાને દયા આવી, તેથી તેઓ પોતાનો આત્મા પોતાના બાપના નામરાસી ઉદયસિંહના ગુણી પુત્રના શરીરમાં મૂકી એકજ નામથી અવતારી થયા."

પ્રેમરાય.—ચતુરી, મારા મનમાં પ્રજાના કલ્યાણના ઉપાય કરવાની ઘણી આશા હતી તે હવે બધી ડટાઈ જવા આવી. એક વાર જો હું બાહાર નીકળું તો પછી હું શું શું કરૂં તે તમે જુવો. બેહેન ચતુરી! મારૂં હૃદય અકળાઈને ઘણું ભરાઈ ગયું છે. મારા સરખા દુખિયારાનો આગળ ઉદય થવાનો ક્યાંથી? મારા પિતાનાં દુઃખનું કારણ હું ને મારી માતાજ થયાં; અને મને ગુરૂજીની સુપ્રત કરતા ગયા. અને છેવટે દુગ્ધામાં યાત્રા કરવા જતાં સ્વર્ગવાસ થયાના દુઃખદાયક સમાચાર મને મળ્યા. મેં આટલા દિવસ કેમ કાહાડ્યા છે તે મારૂં મન જાણેછે. ચતુરી, એ વાત સંભારવાથી મારૂં મન અમુંઝાઈ જાયછે. નહિ સગું, નહિ વાહાળું, એવી સ્થિતિ છતાં, ગુરૂજીની કૃપાથી પછવાડેથી હું મારૂં દુઃખ વીસરવા લાગ્યો હતો. ગુરૂજીને મેં પિતાને સ્થાને

ગણ્યા છે, પ્રતાપરાયને પ્રિય બંધુને સ્થાને મુક્યા છે, અને પ્રિય ચતુરી તમને મારી વાહાલી અને ન્હાનકડી બેહેનને ઠેકાણે લેખી છે.

ચતુરી.—ગુણી પ્રેમરાય તમે મારાપ્રત્યે આવો પ્રેમ રાખોછો એ હું જાણુંજછું, તોપણ આજે તેવોજ ભાવ તમારા શ્રીમુખે સાંભળીને મને અત્યાનંદ થાયછે; કેમકે મારી સ્થિતિ પણ એવીજ છે. ઘણી રીતે આપણી સ્થિતિ સમાન છે.

પ્રેમરાય.—માટેજ મારી તમસમાન સ્થિતિમાં તમારા પ્રત્યે વિશેષ ભાવ થયો, કેમકે—

(ગીતિ.) સરખી સ્થિતિ સંધાને, સ્વાભાવિક સૌ ગુણ ગુણને ભેળે;
વર્ષાકાળ સમયમાં, ગાજ વિજલિને મેઘ મળે મેળે. ૧૪૦

હવે એક વાત—જે હજી શુધી મેં પ્રતાપરાય વિના કોઈના આગળ નિવેદન કરી નથી તે તમને કહુંછું. મારા પિતાએ મને કહ્યું છે કે "તુને વારસો આપવાને મારી પાસે કાંઈ નથી, માત્ર તારા હાથપગનો અને તારી બુદ્ધિનો વારસો આપી જાઉંછું; તોપણ જો તું મને કોલ આપે તો એક સ્થાન હું દેખાડું, તે સ્થાન, કશું પણ આપપરાક્રમ કર્‍યાવિના જુવે નહિ તો હું તે સંબંધી કાંઈક વાત કહું" મેં કોલ આપ્યો ત્યાર પછી ભીંતમાં એક તાકું બતાવીને કહ્યું કે "આ તાકામાં કાંઈક વસ્તુ છે, તે સ્વતઃ ઘણી મુલ્યવાન નથી, તથાપિ તેના સાધનથી તને અત્યાનંદ અને ઘણો લાભ થશે; પણ તું કાંઈ એવું પરાક્રમ કરે કે, તેથી લોકોમાં તારૂં રૂડું નામ નીકળે, અને તારા ગુરૂજી સ્વીકાર કરે કે એ પરાક્રમ તને છાની વસ્તુ જોવાની સત્તા આપેછે તોજ તે તારે જોવું અને જોતી વેળાએ, તેમને સમક્ષ રાખીને જોજે તથા તેમની સલાહ લઈને અને તારી રૂડી બુદ્ધિ જેમ પ્રેરે તેમ વર્ત્તજે."

ચતુરી.—ખરે, એવી ચમત્કારિક વસ્તુ તે શી હશે?

પ્રેમરાય.— (ગીતિ.)

જિજ્ઞાસા[1] મન દધિને,[2] ભરતી આણે શશિ[3] થઈ તે પોતે;
નિયમ નિયમ[4] માં રાખી, ઓટ કરી દે તરતજ તે જોતે. ૧૪૧

૧ જાણવાની ઈચ્છા. ૨ દરિયો. ૩ ચંદ્ર. ૪ હદ, સીમા.

મારી જિજ્ઞાશા મને રોજ ઉશ્કેરતી તે એટલી બધી કે જો મેં કોલ આપ્યો હોત નહિ તો જોયાવિના રેહેત નહિ. તથાપિ ગુરૂજીને મારા પિતા કહી ગયા હતા એવું મને લાગ્યું તેથી તેમને વાત કરવામાં કશો શક નહિ આણતાં કહ્યું. તેઓ બોલ્યા કે મને પણ પ્રતિજ્ઞા દઈ એમજ કહી ગયા છે. પણ વળી મારી અત્યંત જિજ્ઞાશા જોઈને તે બોલ્યા કે તમારા પિતા ઘણાજ વિલક્ષણ હતા, તમે પરાક્રમી ઉઠો એટલા માટે એ એક કદાપિ તેમની યુક્તિ પણ હોય, તોપણ તેના રૂડા ઉદ્દેશને ગમે તેમ સમજીને પણ પુષ્ટિ આપવી.

ચતુરી.—કદાપિ તમે સારા ઉઠો એટલા માટે કહ્યું હોય, તોપણ તેમના એવા રૂડા ભાવને લીધે તેમના વચનનો સત્કાર કરવોજ જોઈયે. કેમકે—　　(ગીતિ.)

શુભ ઈચ્છકનો આશય[1] સેંલ કઠણ કે સુખદ દુખદ લાગે;
પણ લાભકારી અંતે, રવિ તપી છેવટ બધી ભૂખ ભાગે. ૧૪૨

પ્રેમરાય.—હુ તો એ વાત સાચીજ માનુંછું. પણ આ બંધમાંથી છૂટયા વિના હું શું પરાક્રમ કરી શકું કે તે અત્યાનંદ પમાડનારી વસ્તુ જોવા પામું. અરે! સર્વ શક્તિમાન દયાળુ પરમેશ્વર, તુંને મારી દયા આવતી ના હોય તો મારો દુખી પિતા જે તારી સેવામાં નિત્ય નિત્ય તત્પરજ રેહેતો, તેના ઉપર દયા કરી તેની ઈચ્છા પૂર્ણ થાય એવો એક વાર મને લાગ આપ. અરે ચતુરી! મારી પ્રિયા ચારૂમતી બાહાર રહી રહી કાંઈ યુક્તિ નહિ કરતી હોય? અરે એ બંધાયળી તે શું કરે. કેમકે,—　(ગીતિ.)

પ્રિયને બંધજ બાંધ્યા, તે બંધાયા બધાય નિજ તનને;
તેથી નહિ સસકાતાં, બાળી મૂકે કઠી બળી નિજ મનને. ૧૪૩
પ્રીતિ બંધે બાંધી, પરસ્વાધિન થઈ તનમનથી એ તો;
બંધઈ તે શું છોડે? છોડવતાં તો પડે ગુચઈ તે તો. ૧૪૪
પાપી હું તો પૂરો, નિર્અપરાધી સર્વાંગે બાંધી;
પ્રેમ[2] લતે વળગાડી, મારી મૃગલી કટાક્ષ[3] શર સાંધી. ૧૪૫

૧ ભાવાર્થ. ૨ પ્રેમરૂપી વેલે. ૩ આંખનાં બાણ.

ચતુરી.—અરે વળી તમે ચારૂમતીને પાછી ક્યાં સંભારી. તમે એને સંભારીને દુખી થાઓ નહિ એટલા માટે મેં મારા દુઃખની વાત કાહાડીને તે ઉપર તમારૂં લક્ષ ખેંચી લીધું હતું કેમકે, એના સ્મરણથી તમને કેટલું દુઃખ થાય તે હું મારા પોતાના પ્રતાપરાય સંબંધિના વિયોગથી સારી પેઠ કલ્પી શકુંછું.

પ્રેમરાય.—મુખથી ગમે તે વાત થતી હોય પણ હૃદય પોતાની પ્રિયાના સ્મરણવિના એક ક્ષણ કેમ રેહે? આપણી સ્થિતિ એના જાણવામાં આવી હોય તો આટલી વેળામાં આપણો છૂટકારો થાય એવું કર્યા વિના રહી હોય નહિ. મારી વીંટી અને ચારૂમતી ઉપર લખેલા મનહરની પત્રિકા શત્રુઓએ મારી પાસેથી લઈ લીધી તે તમે કદાપિ જોયું હશે. એજ સાધનથી મને ધાસ્તી લાગેછે કે તે નિષ્કપટી અબલાને મેધારિયે છેતરી હોય.

(ગીતિ) આશા ભરી પડી એ, કેફ ચડી પ્રેમપાનની પૂરી,
તેથી શુધબુધ વણ તે, તરત ઠગાવા રહી નહિ અધૂરી. ૧૪૬
પ્રિયતમની વળી ભારી, તે સાથે રહી લત મનમાં જારી,
તેમાં પ્રિયની વસ્તુ દેખે તો તે ઠગાય ઝટ નારી. ૧૪૭

ઈશ્વર કરે ને એમ થયું હોય નહિ તો બહુ સારૂં.

ચતુરી.—મને પણ એવોજ શક ઉપજેછે.

પ્રેમરાય.— (દુહા.)

પરમ કૃપાળુ ઓ પ્રભુ! સર્વ સ્થળે તુજ દૃષ્ટ;
દુખી અમને અહિં જોઈને, કાપ્ય અમારાં કષ્ટ. ૧૪૮
પરમ કૃપાળુ ઓ પ્રભુ, તું ન્યાયી કે'વાય;
તે કારણ તું ન્યાય દે, તો સુખ અમને થાય. ૧૪૯
બેલી નિરઅપરાધીનો, પરમ કૃપાળુ ઈશ;
તો ગ્રહી લે કર અમતણો, તુજ ચરણે અમ શીશ. ૧૫૦
સાધન તેં દીધા વિના શાને દીધું શૂર;
પ્રવાહપટ દીધા વિના કેમ ચડાવે પૂર. ૧૫૧
સૃષ્ટિની રચના વિષે, છે તારો સંકેત,
તેમ મને કંગાળ તે કર્યો ધરી કંઈ ખેત? ૧૫૨

અથવા છે અપરાધ કંઈ,-કે શા કારણ કાજ;
કર્યો દીનથી દીન તેં, લઈ સેવકની લાજ. ૧૫૩
લાજ રહી શી માહરે? તુજને મારી લાજ;
આશા છે અંતર વિષે, થઈશ સાંય તું આજ. ૧૫૪
વળી વિનવું તે પ્રથમ તું, પ્રિયાતણી લે ભાળ;
તારે ખોળે અર્પી મેં, લે એની સંભાળ. ૧૫૫
પવિત્ર પ્રતિમા સત્યની, શુદ્ધ હૃદયની નાર;
મલિન અડે નહિ કોઈ કર, છે તેવી પ્રભુ તાર. ૧૫૬

ચતુરી.—ભાઈ પ્રેમરાય! ન્યાયી ઈશ્વર આપણને ન્યાય આપશેજ. આપણે એના ઉપર આશા બાંધીને હવે સ્થિર બેશી રેહેવું. એની જેવી ઈચ્છા હશે તેમ નીપજશે. મેધારિના દુષ્ટ વિચારને તે પુષ્ટિ આપશેજ નહિ. તેનો મલિન હાથ પવિત્ર ચારૂમતીના શરીરને સ્પર્શ કરી શકશે નહિ. માટે તમે ખળાપો કરશો મા.

પ્રેમરાય.—ચતુરી! હવે મારી નસોમાં રજપૂતનું તપ્ત લોહી ફરેછે. સર્વને આવાં દુખી કરાવનાર એ દુષ્ટ મેધારી છે, વાહ ધન્ય છે નામ પાડનારને.

ચતુરી.—ખરેજ બુદ્ધિનો શત્રુ એવો એના નામનો અર્થ છે તે ભજવ્યા વિના કેમ રેહે? મારી પ્રિય સખી એવી પરાક્રમી છે કે તે એના ટુકડે ટુકડા કરી નાંખે ને એને જીતી જવા દે નહિ.

પ્રેમરાય.—બુદ્ધિના શત્રુને સ્વાધીન થનાર નીચ ઢોલારાય પોતાનું અર્ધું રાજ્ય ખોઈ બેઠા પણ લાજ લાગતી નથી. ને રાજ્ય દબાવનારને શત્રુ લેખવાને બદલે તેનો મિત્ર થઈ સહાય થાયછે. તેમજ નિરપરાધી પોતાની પ્રજાને અને પોતાના સહાયકારીને પીડીને તે સંતોષ માની લે છે. હે પરમ પ્રિયા! રાજાની આવી દુષ્ટબુદ્ધિને લીધે તુંને વિપત્તિમાં નાખી હશે, તેથી હું જેમ તારૂં ચિંતવન કરૂંછું તેમ તું મારૂં કરતીજ હોઈશ. પણ ઈશ્વર કૃપાથી તુંને અડચાણ થઈ હોય નહિ એવું ઈચ્છુંછું. અરે! તું તારા કુંજમાં કદાપિ વાટ જોતી બેઠી હોઈશ કે ઈશ્વર જાણે તારી શી ગતિ થઈ હશે. પ્રિય ચતુરી! તમે સર્વે દુખી થયાં તે મારા એકલાનેજ માટે.

ચતુરી.—પ્રેમરાય તમે આવેશમાં આવા વિચાર કાં કરોછો ? તમે ગુણી છો, માટે સર્વના સંકટનું કારણ પોતાને માની લો છો; પણ બનવા કાળ આગળ કોઈ સમર્થ નથી.

(ગીતિ.) બળવત બનવા કાળજ, તે આગળ કંઈ જનમતિ નવ ચાલે;
નિપજ્યા પછી નિરંતર, ભાવી વસ્તુ જન પછીથી ભાળે. ૧૫૭

પ્રેમરાય.—મારી વાહાલી ચતુરી. તું વિવેકનાં વચન બોલેછે પણ તારી સખીને દુખી કરનાર હુંજ કારણ છું. અરે એક વાર છૂટી એના શત્રુઓનો પરાજય કરતાં તે મને દૃષ્ટિયે જુવે ને પછી હું મરૂં તો મને સંતોષ વળે: આ તો અંધારામાં વિલાપ કરીને અને તરફડીને મરવાની વેળા આવી. સર્વશક્તિમાન ઈશ્વર ઉપર હવે તો ચિઠ્ઠી છે. બીજો ઉપાય નથી; તેને જેમ રૂડું દીસશે તેમ કરશે.

ચતુરી.—તમારા સરખા પરદુઃખભંજનનો નાશ કરીને હજારો ગરીબનાં દુઃખ વધારવાને ઈશ્વર કદિ રાજી હોય નહિ માટે તે સારૂંજ કરશે. (જરા ઊંચો થઈને) અરે! આ મને ભીનું શું લાગેછે.

પ્રેમરાય.—પગપ્રહાર કરીને જાળી તોડતાં મારા પગને ઘણુંજ નુકસાન પોહોંચ્યું છે તેમાંથી લોહી નીકળેછે, તે સમૂળગો ઉતરી ગયો છે. હાથ અને આખું શરીર નિર્બળ થઈ ગયું છે. ને આ ભીતો નરચા પથ્થરની છે તેમાંજ નિરૂપાય થઈ બેશી રહ્યો છું; નહિ-કર જાળીવતે તોડી પાડ્યા વિના જંપું નહિ.

(ચતુરી તેના પગની સંભાળ લેછે.)

## પ્રવેશ ૫ મો.

મોહનાદેવી વિદ્યાધર અને પછીથી ચંદ્રાવલી.

વિદ્યાધર.—(આશ્ચર્ય પામીને) અહો મોહના દેવી, તમે મારા ઘરમાંથી ક્યાંથી નીકળ્યાં? હું બાહાર ગયો ત્યારે ખુણે ખોચલે જોઈને ગયો હતો ને બારણે તાળું દીધું હતું.

મોહના.—સર્વ વાત હું માંડીને કહુંછું પણ તમે ગોંસાઈના વેશમાં ક્યાં જઈ આવ્યા ?

વિદ્યાધર.—કાયસ્થના કોપની વાતથી તમે અજાણ્યાં નહિ હો.

મોહના.—આપણાં સર્વ માણસોને કારાગૃહમાં પૂર્યાં છે તે આદિ સર્વ હું જાણુંછું.

વિદ્યાધર.—સર્વનો છૂટકારો થાય એવી પેરવીમાં હું ફરી આવ્યો. બધાંને જુદા જુદા ભોંયરામાં પૂર્યાં છે, એટલુંજ જાણવામાં આવ્યું છે તેથી કશો પત્તો લાગતો નથી. ભોંયરાની દરેક જાળી ઉપર કાયસ્થે પોતાનાં માણસ મૂક્યાં છે. કોઈ જૂનું માણસ રેહેવા દીધું નથી. જાળીની આસપાસની ભીંતોએ વળી ચોકી મૂકી છે તેથી તેનાં મ્હો આગળ પણ જવાય એમ નથી.

મોહના.—જુવો, આ પ્રધાનજીની ખાનગી ચોપડી છે, એના છેલા ભાગમાં કારાગૃહનો આખો નકશો છે અને તેની સમજુત યથાસ્થિત આપેલી છે.

વિદ્યાધર.—(ચોપડી હાથમાં લઈને પાનાં ફેરવતાં) આ ચોપડી આવી વેળાએ તમારા હાથમાં ભલી આવી તો!

મોહના.—પ્રધાનજિયે મને કહી રાખ્યું હતું કે રાજ્યનાં કામ છે, કદાપિ કોઈ વાર ગમે તેવો બનાવ બને ને મને કારાગૃહમાં પૂરે અથવા પ્રધાનાલયને ઘેરો ઘાલે તો આ ચોપડીમાં જોવું એટલે કાંઈ ઉપાય સૂઝશે.

વિદ્યાધર.—ખરે આ ચોપડીમાંથી સર્વ સૂઝે એવું છે. જુવો આ પાનામાં લખ્યું છે કે "કારાગૃહમાં, આઠ ભોંયરાં છે ને વચ્ચે ચા"લી છે તેમાં દરેક ભોંયરામાં માત્ર એક માણસથી જવાય આવાય એવી "જાળી જડેલી છે, તેને ચાલીમાંથી તાળાં દઈ રાખેલાં છે. આ ચા"લીની પૂર્વદિશાએ એક ભીંત છે તેમાં એક જાળી છે તે બારીની પેઠ "ઉઘડેછે ત્યાંથી ત્રીસ ગજ લાંબી એક માણસથી જરા નમીને ચાલ્યાં "જવાય એવી, ચારે બાજુએ બાંધેલી નળ છે, તે પ્રધાનાલયની ભીંતે "આવીને લાગી છે, તે ભીંતે પણ એક જાળી છે તે પ્રધાનાલયના "ભોંયરામાં પડેછે." મોહનાદેવી! આ તો આપણું કામ થઈ ગયું. ચાલો આપણે આ રસ્તે કારાગૃહમાં જઈયે.

મોહના.— અરે ભાઈ એટલું સેહેલુંજ હોત તો હું અહિં આવ્યાને બદલે ત્યાંજ ગઈ હોત. જુવો આ પાછળા પાનામાં શું લખ્યું છે તે વાંચો.

વિદ્યાધર.—( જરા નીરાશ થઈને વાંચેછે. ) "હાલમાં નલની બે બાજુ-
"ની જાળિયો કાહાડી નાંખીને ભીંતો ચણી લીધી છે તથા નલમાં
"માટી પૂરી છે."

મોહના.—જોયું ? એવી અડચણ છે માટે તમારો આશ્રય લેવા
હું અહિં આવી છું.

વિદ્યાધર.—શિ ચિંતા છે. એક સપાટામાં નળ પોલી ઢંડ કરી
નાંખીશું. પણ પ્રધાનાલયમાં આપણાથી જવાશે કેમ ? હવણાંજ હું
ત્યાં આગળ થઈને આવ્યો. ચર્મિર ચોકી છે.

મોહના.—( ચોપડીમાંથી એક પાનું કાહાડી આપીને ) જુવો આ પાનું વાંચો.

વિદ્યાધર.—( વાંચેછે ) " પ્રધાનાલયની ઉત્તર દિશાએ મધ્યના
"ઓરડામાં એક ન્હાનું ભોંયરૂં છે તેમાં થઈને સાંસેટ શાળાગ્રહ*-
"માં નીકળાયછે." હેં ત્યારે તમે અહિં એજ રસ્તે થઈને આવ્યાં ?
આવી નળ તમારે ત્યાં જવાની છે એ તો હું જાણતો ન હતો.

મોહના.—પ્રધાનજી અને મારાવિના બીજું કોઈ જાણતું નથી,
આ ઓરડામાં રાજ્યનાં દફતર ખડકી મૂકી પ્રધાનજિયે તે સ્વાધીન
રાખ્યોછે તેનું કારણ એજ.

વિદ્યાધર.—ઓહો રાજ્યની ખટપટ શી ભારેછે. ઈશ્વર આવી
ખટપટમાં અને ચિંતામાં મને કોઈ દિવસ પાડીશ નહિં. એક પ્ર-
ધાનપણું કરવામાં કેટલી અગમચેતી રાખવી પડેછે ?

મોહના.—જો પ્રધાનજીને એકાએક પકડીને બાંધ્યા હોત નહિ
તો તમે જાહોછો કે કાયસ્થનો બાપ કૂટી મરત તોય ગકહાત ?

વિદ્યાધર.—ત્યારે એ તો આવતાકને મારા ઘરમાં નીકળત પણ
જે રાજ્યમાં આવા દગા ફટકા થતા હોય ત્યાં આવી અગમચેતી
અવશ્ય રાખવી ઘટેછે. ( કાન દઈને ) અરે કોણ બૂમ પાડેછે ?

મોહના.—ચંદ્રાવળીના જેવો અવાજ સંભળાયછે. અરે એ
ચારૂમતીની ખબર લાવી હશે.

વિદ્યાધર.—હા, ખરી વાત, ( બારિયે થઈને ચંદ્રાવળીને લઈ આવેછે. )

ચંદ્રાવળી.—(મોહના દેવીને પગે પડતાં) બાઈ સાહેબ, ઘણો ક્રોપ થયો. ને મારી છાતી હવણાં ફાટી જશે, હું કૃતઘ્ન, દુષ્ટી છું મને હવણાં ને હવણાં તમારે હાથે મારી નાંખો.

મોહના.—(ગભરાઈને) અરે ચંદ્રાવળી આવડું શું છે. આપણી ચારૂમતી ક્યાં છે?

ચંદ્રાવળી.—ચારૂમતીને મેં ઠગી, આ મારી ચારૂમતી! તેં તો જુદાં પડતા સુધી મારા ઉપર વિશ્વાસ રાખ્યો ને મેં પાપણિયે તને ઠગી.

મોહના.—અરે તેં શું કર્યું.

ચંદ્રાવળી.—બાઈ સાહેબ, મારા ઉપર ક્રોપશો નહિ. મને પસ્તાવારૂપી શિક્ષા પ્રમાણ કરતાં વિશેષ થઈ છે માટે એક તમારે શ્રીમુખે ક્ષમાનો બોલ સાંભળું તો સર્વ કહી દેઉં.

વિદ્યાધર.—મોહનાદેવી! વેળાપ્રમાણે વર્ત્તવું. એને ક્ષમા કરો.

મોહના.—જા તુંને ક્ષમા કરૂંછું.

ચંદ્રાવળી.—(ડુસકાં ભરતી ભરતી.) બાઈસાહેબ! છ મહિનાથી કાયસ્થે, મારૂં હૃદય ભેદી ને મ્હોટી મ્હોટી આશાઓ દીધી, તેથી હું દુષ્ટી ઠગાઈ. પ્રેમરાયનું નામ દઈ મેં ધારિ આપણી ચારૂમતીને લઈ જતો રહ્યો.

મોહના.—અરે ભગવાન્, મારી ચારૂમતીનું હવે શું થશે.

વિદ્યાધર.—દેવી! શોક કરશો નહિ. ઈશ્વર એને સહાય થશે. તમે સાંભળો ચંદ્રાવળી બીજું શું કહેછે તે.

ચંદ્રાવળી.—હવણાં હું કાયસ્થ પાસેથી આવી. પ્રેમરાયને ભોંયરામાં પૂર્યા છે તે ભોંયરામાં ફ્રાનસ મૂકી જોતાં દેખાં તે જણાયા નહિ, એટલે સર્વ ભોંયરામાં માટી ઉપરથી પૂરાવેછે. દારૂ નાંખી બાળી દેવાનો વિચાર હતો પણ સુભટવીરે કહ્યું કે સુરંગ ફૂટવાથી આખું કારાગૃહ ફુટી પડશે, ત્યારે માટી પૂરાવાનો વિચાર કર્યો ને (વિદ્યાધર બણી ફરીને) ગુરૂજી! તમારો શોધ બધે કરાવ્યો. તમારે ઘેર તાળું જોઈ ઘરમાં જોવરાવ્યું નથી પણ મને સૂચવીને તમારી બાતમી મેળવવા મોકલી છે. તે સાચેસાચું હું કહી દેઉંછું.

વિદ્યાધર.—ચંદ્રાવળી, તમે પણ અમારી સાથે ચાલો, હવે જે થયું તેનો ખેદ મનમાં રાખી વધારે કપટ કરશો નહિ.

ચંદ્રાવળી.—જો મને ખરેખરો પરતાવો થયો હોત નહિ તો હું બધી વાત માની શું કરવાને દેત. જે થયું તે થયું. હું લુણહરામી થઈ ચૂકી. એ કલંક ઉતારવા તમે જે કાહો તે કરવાને તૈયાર છું.

મોહના.—હવે અમારી સાથે આવીને તારી દાસીભક્તિ કેવી બતાવેછે તે જોવાનું છે.

(ત્રણે જણ ઊપર સૂચવેલે રસ્તે ભંડારાલયમાં જઈ નલ ખોદી કાહાડવા મંડેછે.)

---

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ, એક વન.

મેધાશ્રિય અને ચારૂમતી.

મેધાશ્રિય.—આવી બળવાન ચારૂમતી છે એવું હું જાણતો ન હતો. હું પ્રેમરાય નથી, એવું જ્યારથી એ ચેતી ગઈ, ત્યારથી, એણે સટકી જવાને ઘણાં ફાંફાં માર્યાં; ને છેવટે હાથમાં તાળી આપીને ગઈ. જો મેં અશ્વારોની એક ટુકડી અગાડી રાખી હોત નહિ તો એ પાછી ઝલાત નહિ. માંરોજ ઘોડો હતો, પણ તે એના લાલિત્યપણાથી એને વશ થઈ ગયો અને એવો વેગથી ચાલ્યો કે હું જે ઉપર બેઠો હતો તે ઘોડો વેગવાન છતાં પણ તે બહુ આગળ નીકળી ગઈ, અને રેતી ઉડવાથી પોતે ઉત્પન્ન થતા રજપટમાં ઘોડા સહિત આચ્છાદન થઈ ગયેલી, જાણે વૈમાનમાં બેશીને હવામાં ઉડતી લોપ થઈ જતી હોયની, તેમ અતિ વેગથી રેતીપટ ન્હાનો ન્હાનો થઈ જતાં, છેવટે અદૃશ્ય થઈ જતી દેખાઈ. મારા અશ્વારોને કોઈ ત્રાહીત જાણી પ્રથમ તો પોતાને નિર્ભય માનવા લાગી, પણ તેઓ મારા અશ્વાર છે એવું જાણ્યું ત્યારે તેણે સિંહણની પેઠે ગર્જના કરી, છટકી જવામાં ખરેખરૂં શૂરવીરપણું બતાવ્યું. પણ એકલી તે શું કરે. હવણાં તો તે સિંહણ મટીને મૃગલી જેવી થઈ પડી છે. તો પણ અશ્વારોએ મને સૂચના આપી છે તે પ્રમાણે મારે એની સાથે સંભાળથી વર્ત્તવું; કેમકે જેને જીવની દરકાર

નહિ તે ગમે તે કરે. એ ઘણી વારથી એકલી છે, તેથી હવે હું એની પાસે જાઉં અને જોઉં કે વાત કરતાં કેવો છેડો આવેછે. (જાયછે.)

ચારૂમતી.—(વિચારમાં ને વિચારમાં) પેલો કાળ મારી પાસે આવેછે. જો બળાત્કાર કરશે, તો તો મારીને મરવું, નહિકર જીવતી નારી પ્રેમરાય પામશે. હવણાં તો એની જેવી બોલી તેવી આપણે ચલાવવી.

મેધારિશાય.—ચારૂમતી! મારા ઉપર તને કોપ ચડ્યો હોય તો હું ક્ષમા માગુંછું. પ્રીતિભાવથી મેં તને ઠગી છે બીજું કારણ નથી.

ચારૂમતી.—હું મારા પ્રેમરાયને નામે ઠગાઈછું તેથી તમને ક્ષમા કરૂંછું.

(ગીતિ.) સર્વાંગે પ્રિય વ્યાપ્યો, માટે પ્રિયસમ સહુ મુજને ભાસ્યું;
પ્રિયના પ્રીતિમંત્રે, પ્રિય વણ મનમાં અન્ય નહિ વાસ્યું. ૧૫૮
(વળી) પ્રિયતમ માટ ઠગાઈ; તે ન ઠગાઈ મુજ મનમાં આણું;
પણ થઈ અધિક સગાઈ, એવું મનના અધિરપણે જાણું. ૧૫૯

મેધારિશાય.—હવે તારી અને પ્રેમરાયની વચ્ચે અંતર પડી ગયું, માટે એને વિસારી દે.

ચારૂમતી.—મેધારિશાય! તમે પ્રેમરાયના અને મારા દેહવચ્ચે અંતર પાડ્યું પણ અમારાં બંનેનાં અંતર વિષે અંતર પાડી શકવાના નથી.

(દુહા.) અંતરશું અંતર મળી, દૃઢગઢ બાંધ્યો એક;
સ્નેહ મૂર્ત્તિ સબળી વશી, ધરી નેકનો ટેક. ૧૬૦
હૃદય ઉપર આસન કર્યું, ધર્યું માનસિક રૂપ;
તે ક્યમ કોથી ખેંચતાં નીકળે બા'ર સ્વરૂપ. ૧૬૧

મેધારિશાય.—(મનમાં.) (ગીતિ.)
હાથી મસ્ત બની જયમ, નિર્મળ જળ મળવાનં કરી મૂકે;
ત્યમ હું તુજ મન ડો'ળું, જેથી ચેતી છતાં તરત ચૂકે. ૧૬૨

(ચાસન) તને પ્રેમરાય મળનાર હોત તો સેહેજ મળી ગયો હોત, હવે ફાંફાં મારવાં ફોકટ છે.

ચારૂમતી.— (દુહો.)
મૂલ્યવાન જે વસ્તુ કદિ, સે'જ પ્રાપ્ત થઈ જાય;
લાગે ઓછા મુલ્યની, ખરી ખુબી વિસરાય. ૧૬૩

મેધાશ્રિશય:—જેને કાજે તેં આટલી બધી યુક્તિઓ કરી; યત્ન કર્યાં, અને સંકટ વેઠયાં, તોપણ તે સર્વ નિષ્ફળ ગયાં, તો હવે તને તારી મૂલ્યવાન વસ્તુ ઉપર પ્રીતિ કેમ થાયછે?

ચારૂમતી:—તમારા આવા બોલવા ઉપરથી જણાયછે કે એ ભેદ સમજવાને તમારૂં હૃદય હજી લગી યોગ્ય થયું નથી તો તમે શું સમજો કે,—

(દુહા.) બહુ યુક્તિ બહુ યત્નથી, બહુ સંકટ દઈ કાય;
મૂલ્યવાન વસ્તુ મળે, ત્યમ ત્યમ પ્રિયકર થાય. ૧૬૪

મેધાશ્રિશય.—જે તને દુઃખ આપે તે વધારે પ્રિય, તો પછી ન્યાયની વાત ક્યાં રહી? મેં તને એક વાત કેહેવા ધારી હતી, તે હવે કહી દેવામાં માલ નથી, કેમકે, તે વાત એવી છે કે તે ઉપર તું જો ધ્યાન આપે તો પ્રેમરાય પ્રત્યેનું તારૂં પ્રીતિમુળ ઉખડી જાય.

ચારૂમતી:—મારા ગ્રહ ઘરેણે મૂક્યા નથી કે હું તમારૂં માનું કદાપિ તમારૂં કેહેવું ખરૂં હોય તોપણ,—

(દુહા.) મૂળ થકી પ્રિયકર મને, દિન દિન અતિ પ્રિય થાય;
પ્રીતિ મૂળ પેઠાં ઉંડાં, તે ઉખડી નવ જાય. ૧૬૫
પ્રિયપર મન શંકા કરે, એવી કાંઈ પણ વાત;
અરિ મુખથી નવ શૂણવી, જેથી થાય ઉત્પાત. ૧૬૬

મેધાશ્રિશય.—અમે સાચી વાત કહિયે તે અરિ, અને જે અ-રેનું કામ કરે તે અરિ, નહિ. ત્યારે અમસ્થી વાત કેહેવાને અમે રસ્તામાં પડ્યા નથી.

ચારૂમતી.—તમે ખરૂં કાહોછો; પ્રેમરાયે અરિનું કામ સાર્યું એ વાત ખરી, કેમકે,—

(માલિની.) સ્વર સરસ, મૃગોને પાશ પંથે ચડાવે;
સ્વરિત મધુર વાજુ, નાગને તો ભૂલાવે;
અરિ સમ પ્રિય અંત્યે પારકે હાથ પાડે
ત્યમ ગતિ થઈ મારી હું પડી દુઃખ ખાડે. ૧૬૭

મેધાશ્રિશય.—તું દુઃખ ખાડે પડી એવું તારા મનથી માનતી હોઉં તો ભલે; પણ ખરૂં જોતાં મેં દુઃખખાડામાંથી તને કાહાડી છે.

પ્રેમરાય ઉપર તું આવડી બધી મોહિત થઈ ગઈછે, અને પ્રિય વસ્તુ ઉપર બહુ આસક્ત થઈ જવાથી બીજાથી ઠગાવા જેવું મન થઈ જાયછે એવું માની, પ્રેમરાયને ઠપકામાંથી તું મુક્ત કરેછે, પણ એણે તારી પરવા રાખી નથી. ખરી વાત છે શખે નહિ એમાં નવાઈ નથી, કેમકે,

(ગીતિ.) સરે અર્થ હલકાંનો તો દે આપી પ્રિય પણ નિજ વસ્તુ;
અર્થ એજ પ્રિય તેને, તે વણ માને બધું ઘણું સસ્તુ. ૧૬૮

**ચારૂમતી.**—હલકા મનુષ્યની વાત તમે કોહોછો એવી ખરી, પણ પ્રેમરાયને વાત લાગું કરી મને કહી સંભાળાવીને મારા કાન અપવિત્ર કરશો મા, અને મારા જુસ્સાને ઉછાળો મારવાનું કારણ ઉભું કરશો મા.

(ગીતિ.) પ્રેમ ભાવ પ્રિયપરનો, પ્રિયની નિંદા કદિ નહિ તે સાંખે.
કંપી, કોપી, ધ્રુસ્કી, વા ભીતર બળી કતલ કરી નાંખે. ૧૬૯

**મેધારિશય.**—તારે માટે મેં કેટલું બધું કર્યું છે તે કહી સંભલાવું તો તારો ભાવ મારા ઉપર બેસે, એવું સમજી, તારાથી છાની રાખવાની વાત મેં કહી દેવા માંડી, ને તું તો ઉલટી કોપીને કતલ કરવાનો ભાવ બતાવેછે. વારૂ તારાથી કતલ થવામાં પણ હું સુખ માનીશ, કેમકે.—

(ગીતિ.) જે પર પ્રીતિ પ્રૌઢી, તેનો છણકો પણ અતિ પ્રિય લાગે;
પ્રિય જો કતલ કરે તો, અવર પ્રકારે ન મોત મન માગે. ૧૭૦

**ચારૂમતી.**—(મનમાં) નામ તો મેધારિશય છે પણ કપટકાર્યમાં ઘણો કુશળ જણાયછે, માટે વિશ્વાસ ઉપજાવ્યા વિના એના હાથમાંથી છટકી જવું કઠિણ છે. જોઉં વારૂ પ્રેમરાય સંબંધી એને વાત કેહેવાની છે તે સાંભળવાનો ભાવ બતાવું. સંભવ છે, તેમાં કદાપિ કેટલીક જાણવા યોગ્ય પણ હોય. (ચાસન) પ્રેમરાય વિષે તમેં જે કેહેવાને ઇચ્છોછો તે કદાપિ ખરૂં હશે તોપણ મારો એના ઉપરનો ભાવ ખરૂં માનવા દેશે નહિ, કેમકે.—

(માલિની.) અતિશય મન જેમાં, સ્નેહ સારૂં સમાયું.
ધરી અધિર સદા તે, ભ્રાન્તિમાં રે' ભમાયું
પળ પળ બદલે તે, વે'મ ખાઈ વિચારો
સ્થિર થઇ શક છોડી એક આણે ન આરો. ૧૭૧

મેધાશિરાય.—(મનમાં) પ્રેમરાયની પ્રીતિ વિષે એના મનમાં છૂંપચું થતું જણાયછે તેથી હવે મારી વાત એને ગળે ઉતરે તો ઉતરે.

(ગીતિ.) શંકા રૂપી છિદ્રો, પ્રેમી મનમાં માર્ગ કરે જયારે;
બીજો પ્રાર્થક[1] ફાવે ઘટિત સમયની યુક્તિ કરે ત્યારે. ૧૭૨

(આસન) તારા ઉપર ભાવ છે માટે હું સર્વ વાત કહી દઉછું તે સાંભળ્યા પછી તારા ધ્યાનમાં આવે તે ખરૂં. કાયસ્થે પ્રેમરાયને સમજાવ્યો કે ઢોલારાયની અપ્રીતિ સંપાદન કરીને તારાથી કાંઈ ચારૂમતીને પરણાવાનું નથી. ને ચતુરીના મનમાં એમ છે કે પ્રેમરાય સાથે પરણવાનો લાગ આવે નહિ તોજ મારે પ્રતાપરાય સાથે પરણવું.

ચારૂમતી.—શું આ હું જાગૃત અવસ્થામાં સાંભળુંછું? મારી પ્રિય ચતુરી પ્રેમરાયને પરણવાનો કદિ પણ વિચાર કરે?

મેધાશિરાય.—તારા ભાવને લીધે તું ગમે તે ધાર, પણ ચતુરી જયારે ફૂટી ત્યારેજ તું મારા હાથમાં આવી છે; નહિકર ક્યાં આવવાની હતી? જો આ ચતુરી સાથે મોકલેલો કાગળ. તારી પોતાની ગાડીમાં બેશીને એ ચાલી ચાલી અમારી પાસે આવી ને કાગળ અમને આપ્યો.

ચારૂમતી.—અરે ભગવાન! પ્રેમરાય ઉપર મેં લખી હતી તેજ આ પત્રિકા.

મેધાશિરાય.—હા, તેજ આ. એ કાગળ મારા હાથમાં આવ્યો ત્યારેજ હું ચેત્યો તો, નહિકર મને ક્યાં ખબર પડવાની હતી.

ચારૂમતી.—(ગભરાઈને પોતાની પાસે પ્રેમરાયની પત્રિકા હતી તે કાહાડીને) હું ખાતરીથી કહુંછું, કે એ કાગળ પ્રથમ તમારા હાથમાં નથી આવ્યો. પ્રેમરાયે વાંચ્યા પછી તમારા હાથમાં આવ્યો છે.

મેધાશિરાય.—મેં તને આગળ કહ્યું તેમ હું હવે તારાથી કશું છાનું રાખવાનો નથી, માટે મેં ને કાયસ્થે મળીને જે કપટ રચ્યું છે તે કહી દઉછું.

ચારૂમતી.—મારા પિતાજીને કેદમાં નાંખ્યા છે એ વાત ખરી

[1] યાચક, અરજદાર.

મેધાશ્રિય.—(સાવધાનપણું બતાવીને) મેં તો નથી લખાવ્યા, પ્રેમરાય કાંઈ ઘાલમેલ કરતા હતા ખરા.

ચારૂમતી.—અમસ્તંકી બનાવટ શું કરવાને કરોછો? પ્રેમરાય તે મારા પિતાને દુઃખ દે?

મેધાશ્રિય.—હવણાં તારા ધ્યાનમાં નહિ આવે. મારી બધી વાત સાંભળીશ ત્યારે તુંજ કહીશ કે ખરી વાત.

ચારૂમતી.—તમે ઠગવાની વાત કરોછો. (પ્રેમરાયે લખેલી પત્રિકા બતાવીને) જુવો આ પ્રેમરાયના હાથનાજ અક્ષર છે, અને મારા કાગળનો બરાબર ઉત્તર છે.

મેધાશ્રિય.—એ કાયસ્થની યુક્તિ છે, એવું જડાવ કામ કર્યું હોત નહિ તો તપાસ કર્યા વિના તું મારી સાથે નીકળી આવત કેમ? જો એ પ્રેમરાયની પત્રિકાની પછવાડે એક ખુણામાં છેક ઝીણા અક્ષરથી શું લખ્યું છે?

ચારૂમતી.—(સત્વર પત્રિકા ફેરવી ચારે ખુણા તપાશીને) અક્ષર બહુજ ઝીણા છે પણ વંચાય એવા છે. (વાંચેછે) "મેધાશ્રિયની આશીષ"

મેધાશ્રિય.—જુવો "મેધાશ્રિયની આશીષ" ફળી ખરી?

ચારૂમતી.—(ગભરાઈને) અરે ભગવાન્! હું તે શું સાચું માનું.

મેધાશ્રિય–હું સાચું માની દઉછું ત્યારે તું શંકા શું કરવા આણેછે?

ચારૂમતી.—વારૂ ત્યારે તમારે જે કેહેવાનું હોય તે એક વાર બધું કહી દો.

મેધાશ્રિય.—ચતુરી તારો કાગળ લઈને કાયસ્થને ઘેર આવી, અમે કાગળ વાંચ્યો, પછી કાયસ્થે સલાહ આપી કે પ્રેમરાય એનો ઉત્તર લખી આપે તે લઈને તારે અહિ પાછાં આવવું. અને પ્રેમરાય ઉપર એના લાભની એક ચિઠ્ઠી લખી આપીને કહ્યું કે આ ચિઠ્ઠી વાંચ્યા પછી એનું કેવું વલણ થાયછે તે સરતમાં રાખવું. ચતુરિયે ત્યાં જઈ તારો કાગળ આપ્યો ને તેનો ઉત્તર લખી આપ્યો તે પોતાની પાસે લઈને પછીથી કાયસ્થની ચિઠ્ઠી આપી.

ચારૂમતી.—પ્રીતિનો ભરેલો એનો ઉત્તર છે. એના કાગળમાં કશું કપેટ જણાતું નથી.

મેધારિશય.—એણે ઉત્તર લખી આપ્યો ત્યાંસુધી એનો ભાવ તારા ઉપર હતો, એ વાત ખરી પણ કાયરથની ચિઠી વાંચી એટલે જાતનો ગરીબ તે લોભાઈ ગયો.

ચારૂમતી.—કાયસ્થે એવી શી લાલચ બતાવી જે મારા ઉપરનો દૃઢ ભાવ તેણે ડગમગાવી દીધો ?

મેધારિશય.—લાલચ ને ધમકી બેયે બમણું કામ કર્યું છે. લાલચ એમ બતાવી કે, ચારૂમતીને ગમે તે થતાં પણ તારે વેરે પરણવા દેવાની નથી. ચતુરીનો તારા ઉપર ભાવ છે માટે તું એનીં સાથે પરણવાને કબુલ કરે તો આજથી તને સેનાધિપતિ ઠરાવિયે; કેમકે તું વ્યૂહશાસ્ત્રમાં કુશલ છે. લક્ષ્મી ચાલ્લો કરવા આવેછે ને જો તું મ્હો ધોવા જઈશ તો આજ સાંજે તારા ધડ ઉપર માથું રેહેવાનું નથી.

ચારૂમતી.—સૂડી વચ્ચે સોપારી, નિરૂપાય થવાથી એણે મન ફેરવ્યું હશે તો હું એનો વાંક કાહાડનાર નથી.

(દુહો.) લાલચ! ધમકી! શીક બે, સાર્યું સારૂં કામ!
મુજ પ્રિયનું મન ફેરવી, ટાળ્યો મારો ઠામ. ૧૭૩

મેધારિશય.—ખાવાનું ઠેકાણું નહિ ને સેનાધિપતિ બનવાની આશા થઈ એટલે તને તો ક્યાંય વીસારી દીધી, અને ચતુરીને કહ્યું કે, ચારૂમતી અહિંથી બીજે ઠેકાણે જાય તો હું તારી સાથે પરણું. ચતુરીને કાંઈ શીખવવું પડે એમ ન હતું કેમકે;—

(દુહો.) પ્રેમ ઉંડો અંતરતણો, સદા રહે તૈયાર;
ઘટિત ઉપાયો યોજવા, કરે ન કાંઈ પણ વાર. ૧૭૪

ચારૂમતી.—મને પૂછ્યા ગાછ્યા વિના ચતુરી એમ કરે નહિ, પણ હું વાટ જોઈ જોઇને કેટલીક રાત સુધી થાકી પણ એ આવી નહિ.

મેધારિશય.—(મનમાં) ઊંધું કરાવનારી ચતુરીજ હતી. એના ઉપર હવે ચારૂમતીનો અભાવ થવા માંડેછે. (ચાસન) અરે એ આવે ક્યાંથી. પ્રેમરાયે ને ચતુરિયે સલાહ કરી, અમારી પાસે કાયરથને ઘેર આવ્યાં; પછીથી અમે ચારેજણે મળીને ઠરાવ કર્યો તે પ્રમાણે પ્રેમરાયનો પોશાક, આ પત્રિકા અને તારી આંગળિયે છે એ વીંટી એટલું લઈ તૈયાર થઈ હું ચારૂમતી કુંજમાં આવ્યો. જે અક્ષારો તને ઝાલી

લાવ્યા, તેમને મેં આગળ મોકલ્યા હતા ને તારી દાસીને સાધી રાખી હતી તે હું ત્યાં આવ્યો કે નીચે આવી, તેને મેં સઘળો સામાન આપ્યો પછીથી શું થયું તે તું સારી પેઠ જાણેછે.

ચારૂમતી—(નિશ્વાસ નાંખીને મૂર્છાંગત થાયછે, અને કેટલીક વારે શુદ્ધિમાં આવીને) મારા પ્રેમરાયનું—અરે ભૂલી—હા, પ્રેમરાયનું અને મારા પિતાજીનું પછી શું થયું?

મેધાશ્રિરાય.—માનસિંહ ને તારા પિતાજી એ એક હતા તે તું જાણેછે. કાયસ્થને પ્રધાન થવું હતું તે પણ કદાપિ તું જાણતી હઈશ

ચારૂમતી.—હા હું થોડું ઘણું જાણુંછું.

મેધાશ્રિરાય.—પછી પ્રેમરાયને ઢોલારાય સાથે મેળવ્યો ને તેજ ક્ષણે તેને સેનાધિપતિ બનાવ્યો. માનસિંહ દરબારમાંજ હતો, તેને એકાએક ત્યાંજ પકડી લઈને કેદમાં પૂર્યો, એ વાત તારા પિતાના જાણવામાં આવી, એટલે પોતાની પાસેના માણસોને સાવધાન કરતો હતો તેટલામાં કાયસ્થે અને પ્રેમરાયે હજાર અશ્વારો લઈ જઈને ઘર ઘેરી લીધું. પ્રધાનને પકડી કેદમાં નાંખ્યા, કાયસ્થને પ્રધાનમુદ્રા આપી. ત્યાર પછી હું તારા કુંજમાં આવ્યો.

ચારૂમતી.—અરે હું જાગ્રત છું, કે સ્વપ્નનાં આ બધું સાંભળુંછું?

મેધાશ્રિરાય—તારા સર્વ તર્ક હવે તું જવા દે. આ વાત મારે કહેવી જોઈતી નહતી, પણ પ્રીતિભાવને લીધે સાચેસાચી કહી દીધી છે; માટે જેવો મારો તારા ઉપર ભાવ છે તેવોજ તું મારાઉપર રાખ, એથી તારૂં સારૂં થશે. જો પ્રેમરાય તારો હોય તો તારાજ પિતાને કેદમાં નાંખે?

ચારૂમતી.—(છેક બેભાન બની જઈ ધરણી ઢળી પડેછે.)

મેધાશ્રિરાય.—(ચારૂમતી સાવધાન થઈ એટલે) ચારૂમતી! તું હવે ગભરાઈશ નહિ.

ચારૂમતી.—(સકોપ) તમારા કાવા દાવા મારા હૃદયને કશી અસર કરી શકનાર નથી.

(દુહો.) સ્નિગ્ધ વસ્તુને જળતણો સ્પર્શ થઈ નવ જાય,
સ્નિગ્ધ હૃદયને કુટિલ પટ બેસે નહિ જરાય.　　૧૭૫

મેઘાશ્રિય.—તારૂં હૃદય ચોખ્ખું છે તેવું તું પ્રેમરાયનું ગણેછે એજ મ્હોટી ચૂક છે.

ચારૂમતી.—હું હવે તમને ટુંકામાં કહુંછું કે પ્રેમરાયની નિંદા તમે કરી તે સર્વ ખરી હોય તથાપિ તે મારા હૃદયમાં ઉતરનાર નથી. હું મારા મનવડે એનું મનવર્ત્તી શકુંછું. અમે એકજ ગુરૂના હાથ નીચે ભણેલાં છિયે.

મેઘાશ્રિય.—એકજ ગુરૂપાસે ભણ્યાં તેથી શું થયું?

ચારૂમતી.—તમને ખબર નથી કે,—

(દુહા.) ગુરૂના ગુણને દોષ વળી, રીત ભાત જે હોય;
સમાય તે સૌ શિષ્યમાં, શીખવે નહિ પણ તોય. ૧૭૬
ગુરૂ વિદ્યા સરખાં અને સરખાંનો જો સંગ;
રેશમ રંગ સમાન તો સરખો બેસે રંગ. ૧૭૭

મેઘાશ્રિય.—પ્રેમરાય એક ગરીબ ભીખારી અને તું રાજવંશી એને તે સરખાં લેખાતાં હશે?

ચારૂમતી. (દુહો.)

ગરીબ ઘરમાં એ વસે, પણ છે કીર્ત્તિમાન;
વસ્યો લોહને ડાબલે, પણ હીરો મૂલ્યવાન. ૧૭૮

મેઘાશ્રિય.—પથ્થરને હીરો માની લેનાર ખરા હીરાને ખોટા સમજે ને ખોટાને ખરા સમજે ત્યાં ઉપાય નહિ.

ચારૂમતી.— (દુહો.)

શુદ્ધ સુજનને તો કદિ, અવરની અસર ન થાય;
ખરો હીરો જે હોય તે, હીરાથી ભેદાય. ૧૭૯

મેઘાશ્રિય.—ત્યારે તારૂં હૃદય પથ્થરથી કેમ ભેદાવા દેછે?

ચારૂમતી.— (દુહો.)

હીરો પથ્થરમાં મળ્યો, પથ્થર સમ લેખાય;
ગુણગ્રાહક ગુણ જાણીને, પરખી લઈ હરખાય. ૧૮૦
જાતિ જેની જેહવી, તેને ત્યમ દેખાય;
કુટિલ, કુટિલ સૌને ગણે, ગુણીથી ગુણી પેખાય. ૧૮૧

મેઘાશ્રિય.—એકને મૂકે તો બીજાની ખુબી સમજાય.

**ચારૂમતી.**— (દુહો.)

અમાપ મતિનો એહ છે, કોથી નવ પોં'ચાય;
એવો આગળ એ વર્‌યો, તે મૂક્યો ક્યમ જાય. ૧૮૨

**મેધારિશય.**—વારૂં ત્યારે તું નહિ મૂક પણ એણે તો તને ક્યારનીય મૂકી છે.

**ચારૂમતી.**— (સોરઠા.)

પૂરો ઠગ જે હોય, લાગ જોઈ જુક્તિ કરે;
ચાંપી દાણો જોય, સમય સાધી કરવા ફરે. ૧૮૩
ભૂલવણીનો ખેલ, ભોળાંને મન ઉતરે;
અથવા ઠગના ફૈલ, મલિન મનુજ આગળ સરે. ૧૮૪

**મેધારિશય.**—સિધે સિધો મારીસાથે પરણવાનો હાનો ઉત્તર આપેછે તો ઠીક છે, નહિકર પછી મલિન કે ચોખાની ખબર પડશે.

**ચારૂમતી.**—મને અબલાને નિરાધાર સમજી સતાવાનો પ્રારંભ કરવા માંડોછો પણ તમે ભૂલી જાઓછો કે જ્યારથી હું ઠગાઈ છું એવું મેં જાણ્યું છે ત્યારથી મેં મારા જીવની આશા છોડી છે. તમે એમ નહિ ધારતા કે એ અબળા જાતનાથી શું થઈ શકવાનું છે. નિર્બળ પણ મરીને મારવા ચાહાય તો બળવાનને મારી શકેછે. વળી,

(ગીતિ) થયું મરણિયું તે તો, મરતા પે'લાં બહુ જનેને મારે,
ભયથી જે ન ડરે તે, હરવી બહુને પછી આપ હારે. ૧૮૫

**મેધારિશય.**—ત્યારે તું શું મારી સામે લડીને જય મેળવવા ઇચ્છેછે?

**ચારૂમતી.**—તમે મને ગમે તેમ નિર્બળ ધારો પણ મારા મનથી હું બળવાન્ છું. તમે રજપૂતપુત્ર છો તો હું રજપૂતપુત્રી છું. વળી મારા ગુરૂએ મને નીતિનું શસ્ત્ર એવું બળવાન્ આપ્યું છે કે તેનો મને સદા આશ્રય મળેછે. કેમકે,

(સોરઠા.) પવિત્ર નીતિ વાડ, મનની તે રક્ષા કરે;
હો દુર્ગુણની ધાડ, પણ તેશું ટક્કર ધરે- ૧૮૬
અચૂક થઈ હથિયાર, બળ અતિશય આપી રહે;
વળી ખરો શણગાર, અવર ન એવો કો કહે. ૧૮૭

જે આશ્રયનું કામ, તે આશ્રય નીતિ બને;
રક્ષક થઈ સૌ ઠામ, રક્ષે નિશદિન રહી કને. ૧૮૮

મેધારિશય.—નીતિના હથિયારવડે તું પોતાને નિર્ભય માની લેછે, નહિ વારૂં?

ચારૂમતી.—એમાં શી શંકા, તમને ખબર નથી કે,

(સોરઠા.) નીતિ કવચે જેહ, મઢાયલું માણસ ફરે;
સૌથી નિર્ભય તેહ, કો' તેને પછી શું કરે? ૧૮૯

મેધારિશય.—ત્યારે તમે એમ સમજોછો કે મારો તમારા પ્રત્યે શો ઉપાય ચાલવાનો નથી; જાદુ ચલાવું તો તે પણ ના ચાલે?

ચારૂમતી.—તમને ખબર નથી કે,—

(સોરઠા) જગમાં જાદુ હોય, તો, નીતિ જાદુ જબર;
કરે સાધના કોય, તેને બાકી ન કાંઈ બેર. ૧૯૦

મેધારિશય.—આ અઘોર રાનમાં હું જોઉછું, કે તું શું કરેછે.

ચારૂમતી.—મારી નીતિ ગમે તે ઠેકાણે મને બમણું બળ આપવાને સમર્થ છે.

(સોરઠા) કુટિલ વસ્તીની માંહિ, કે પછી નિર્જન[1] સ્થાનમાં;
વસે ભલે જળમાંહિ, અથવા અઘોર રાનમાં. ૧૯૧

મેધારિશય.—તારી તકરાર હવે હું માનનારો નથી. તું મારા ખંડિયા રાજાના પ્રધાનની પુત્રી છતાં તારો સ્વીકાર કરૂંછું તેમાં તારૂં મ્હોટું ભાગ્ય ઉઘડ્યું તારૂં સમજવું જોઇયે, તેને બદલે આનાકાની કરેછે તે કેમ ચાલશે? હવે હું તને જવા દઉ તો મારી પ્રતિષ્ઠા જાય.

ચારૂમતી.—તમારા સરખા અનીતિવાન્ મનુષ્ય કરતાં મારી પ્રતિષ્ઠાને હું ઘણે દરજ્જે શ્રેષ્ઠ સમજુંછું. તમે તમારો મહિમા પોતાને મ્હોડે વધારોછો તે બીજા કેમ માન્ય કરતા હશે તેની મને સમજ પડતી નથી.

મેધારિશય.—મારા માણસો છાના વાતો કરતા હતા તે ચૂપકીથી મે સાંભળી છે, ત્યારથી મારો મિજાજ હાથથી ખસ્યો છે ને

વળી અંતઃપુરમાં પૂરૂં તું મારો ધિક્કાર કરેછે તેથી હવે આજ હું સુઝતું કર્યાવિના છોડનાર નથી. જો તું સમજીને મારીસાથે પરણવાને માન્ય કરે તો મારી રાજધાનીમાં તને લઈ ચાલું.

**ચારૂમતી.**—તમારા અવિચારીના કોપ કરતાં મારો કોપ તમારા ઉપર વિશેષ છે. તમે ઠગનું, ચોરનું અને કાયરનું કામ કર્યું છે, રજપૂત બચ્ચાના નામને જેબ આપે એવું કર્યું નથી. તો તમારા જેવા માણસને વધારે સમજાવવાથી હવે કાંઈ ફળ નથી. તમે તમારા યુવરાજપણા સાથે અનીતિનો પ્રારંભ કરવા માંડોછો એજ ઉપરથી ઈશ્વર તમારા ઉપર રૂઠેલો છે એ ઉઘાડું જણાઈ આવેછે. એક શૂરવીર રજપૂતની પેઠે સામે મ્હોડે લડીને પરાક્રમ બતાવવા જેટલી સત્તા નહિ હોવાને લીધે મને અબળાને સતાવવામાં પરાક્રમ માનોછો તો હું પણ આજે તમને ખરેખરો દાખલો બતાવ્યા વિના રેહેનાર નથી. રજપૂતપુત્રની સામે લડવાને હિંમત ચાલી નથી તેટલા ઉપરથી જણાયછે કે તમે કેવા ભીરૂ છો: પણ વળી રજપૂતપુત્રીની સાથે લડીને તમે શું ફળ કાહાડશો તે જીવશો તે જોશો:

**મેધારશિય.**—તું આકરાં વચન બોલીને મને ઉતાવળ કરવા ઉશ્કેરેછે,

**ચારૂમતી.**—મેં મેધારશિયની સાથે લડીને તેનો અંત આણ્યો એવી મારા પરાક્રમની વાત મારા પ્રેમરાયને કાને વેહેલી પડે તેને માટે હું પણ અધિરી બની રહી છું.

**મેધારશિય.**—મારો અંત આણતાં તારો અંત આવ્યો તો પછી.

**ચારૂમતી.**—મને બે વાતે લાભ છે. મારૂં પવિત્રપણું સાચવતાં મારો પ્રાણ જશે તો જગતમાં મારૂં નામ થશે. ઈશ્વર કૃપાથી કદાપિ હું ઉગરી ને મારા હાથથી તમારો નાશ થયો તો એક અનીતિવાન્ રજપૂતને ઠાર કર્યાનું મને માન મળશે તેથી વળી વધારે લાભ થશે. પણ તમને તો બંને વાતે હાની છે. મારા હાથથી મરાયા તો તમારી સાતે પેહેડી લજવાશે, અને કદાપિ જીત્યા તો તેમાં પરાક્રમ ગણાશે નહિ. માટે યશ મેળવવાનો સમય મારે છે તમારે નથી. તમે ખરા રજપૂત બચ્ચા હો તો તમારે મારે સરત એટલી કે

આપણી એકલમ એકલાની લડાઈમાં તમારા ચાકરોનો હાથ સામેળ થાય નહિ; મેં તો ઉગરવાની આશા રાખી નથી તેથી તેઓનો હાથ સામેળ થશે તો મને વધારે લાભ છે, તોપણ મારે તપાસવું છે કે એકલમએકળાં લડતાં મારો હાથ તમારા ઉપર જય મેળવેછે કે તમારો મારા ઉપર.

**મેધારિરાય.**—મારા માણસો પેલા દૂરના તલાવ ઉપર નાહાવાને ગયા છે તેથી આપણી વચ્ચે થયેલી વાત હજી કોઈના સાંભળ્યામાં આવી નથી એ તારૂં ભાગ્ય સમજવું. મારી સાથે હથિયારથી લડીને જય મેળવવાની આશા તું પછી રાખજે. હવણાં તો વગર હથિયારની લડાઈમાં જોઉં કે કોણ જય પામેછે. (તને વળગવા ધસેછે.)

**ચારૂમતી.**—(સાવચેત થઈ પોશાક સંભાળતાં) મેધારિ તારૂં આજે આવી બન્યું સમજજે.

(મેધારિરાય ચારૂમતી ઉપર ધશી આવેછે તેમજ ચારૂમતી પોતાની કેડમાં કટાર હતો તે તેને મારેછે એટલે તે મૂર્છા પામી પડેછે તેવામાં ચારૂમતી, પાસે ઘોડા બાંધેલા હતા તેમાંથી એકને છોડી વગર સામાને અશ્વાર થઈ નાશી જાયછે.)

## પ્રવેશ ૨ જો.

### સ્થલ, વન.

### ચારૂમતી.

**ચારૂમતી.**—(સાવધાન થઈ એટલે) શત્રુના ઘોડાએ શત્રુનું કામ બરેબરૂં સાર્યું. મને પછાડી નાંખીને કોણ જાણે ક્યાંય જતો રહ્યો. મારા શરીરમાં અતિશય કળતર થાયછે. અરે મારા બંને ઢીંચણમાંથી લોહી નીકળેછે. પછવાડેથી પેલો દુષ્ટ અથવા તેનાં માણસો ચડી આવશે તો પછી હું તેમના હાથમાં સપડાઈ જઈશ. અરે ભગવાન્! દુઃખ ઉપર દુઃખ મારાથી નથી સહન થતું. (ઉઠવા જાયછે) મારાથી બરાબર ઉઠાતું નથી તો ચલાશે કેમ? અને એટલામાં પેલો આવી પોહોંચ્યો તો. ચિંતા નહિ. ધોરી રસ્તો આટલામાં કહીં દેખાતો નથી. આ ચરા જેવી જગ્યા એકાન્તમાં છે. માટે સાતા વળતા સુધી અહિયાંજ બેસું. (બેસેછે) અરે ભગવાન્ આ દુઃખનો છેડો ક્યારે આવશે? મેં કેવી આશા બાંધી હતી? મારા પિતાની

મારી સ્થિતિ થઈ હશે તેમાંથી તેને મુક્ત કરવાને હવે મારાથી શું થાય એમ છે? મારી માતા મારે વિષે શું ધારશે? અને મારો પ્રિય પ્રેમરાય એમ નહિ ધારે કે છેવટે એ કપટની બાજી ખેલી? મારૂં અંતઃકરણ તો શુદ્ધ છે. પણ વારૂ કપટની બાજી હું ખેલી કે એ. પેલા મેધારિરાયે ના કહ્યું કે "લાલચ અને ધમકીથી એ ફૂટ્યો." શું ખરી વાત હશે? ના ના હોય નહિ; મારો પ્રેમરાય, ગુણી પ્રેમરાય, મારા અંતરનું અંતર, એને આખું રાજ્ય મળે તોપણ શું થયું. મારી સાથે એ કપટ કરે નહિ. એ તે એજ. પણ કદાપિ સંગતનો પાસ બેઠા હોય તો. ના, ના, એમ હોય નહિ.

(દુહો.) જલજ[1] નીપજે જળ થકી, નિશદિન જળમાં વાસ;
જળ વણ કરમઈ જાયછે. પણ જળનો નહિ પાસ. ૧૯૨

મેધારીરાયના જેવા એક હજાર આવીને મને ભલે ભમાવે. એણે અવગુણ કર્યો હોય તોપણ મારે મન આવે નહિ. એ સુખી હશે તો સર્વે વાનાં છે. અરે ત્યાંના સમાચાર કોણ આવીને કેહે? અરે! બધું જાણવાને મારૂં મન કેવું અધિરૂં થઇ ગયું છે. હાશાસ, આ પવન ઠીક આવ્યો.

(માલિની છંદ.) પવન લહરી સાથે, પુષ્પનો વાસ આવે,
મધુકર હરખાઈ દોડતો જાય ભાવે;
મળી સુમન[2] કળીને સુખિયો એહ થાશે,
બહુ વિડિત હું તો શું હેતુને ક્યાં મળાશે. ૧૯૩
સુસુસુસુ કરતો એ, પ્રેમપુરીથી આવ્યો,
મુજ પ્રિયતમ કેરા, શા સમાચાર લાવ્યો;
શીતલ સુખી જનોને, તું મુને ત્રાસદાયી,
પવન! બહુ પિડેછે, ના નથી તું સહાયી. ૧૯૪

અરે! આ ભ્રમર મારા મ્હો ઉપર કેમ ભ્રમણ કરેછે? અલ્યા—
મધુકર! પ્રિયકેરા શું સમાચાર લાવ્યો?
(અથવા) કમળવદન જાણી મુજથી છેતરાયો,
નહિ કમલિનિ તારી. તું નહિ પ્રિય મારો;
મુજ મધુકર બીજો પ્રેમનો રાય ચારો. ૧૯૫

[1] કમળ [2] ફૂલ.

ભાઈ ભ્રમર જરા થોભ. મારી સ્થિતિ જોતો જા અને મારા પ્રિયતમને નિવેદન કર; કેમકે,

(ગીતિ) પ્રિયજન હોયે દૂરે, તે પ્રેમીની પીડા બધી જાણે;
નિજ અનુભવથી નાણી; અંતરમાં તે અતિ દયા આણે. ૧૯૬

અરે વિચારમાં ને વિચારમાં સૂર્ય મધ્યભાગે આવ્યો જોની વળી એનો જુલમ.

(ગીતિ.) મુજ મુખકમળ ખિલાવા, રવિ હઠ શાને લઈ મુજને મારે;
કદિ પ્રેમરાય જોશે, તો કરમાવ્યું વિકાસશે ત્યારે. ૧૯૭

પ્રીતિ કેવી છે! આવી દુઃખની વેળામાં પણ પ્રસંગોપાત બનાવ ઉપરથી પ્રિયજનવિષેનાજ તે કેવા વિચાર કરાવેછે. આમ પડી રહે સિદ્ધિ નથી; પેલા દુષ્ટ મેધારીના રસ્તામાં ભેટો થઈ જશે તો માઠી વલે થશે. (ઉઠવા જતાં) અરે ઓ (બળાત્કારે ઉઠીને આશ્ચર્ય પામીને) આ શું! પેલો દેખાયછે એ ઘોડો કોનો? મને પાડીને નાઠો તે તો નહિ? એના ઉપર તો સામાન હતો નહિ અને આ તો સામાન વાળો છે. કાઠડે વળી પોટકી શાની દેખાય છે! (ચાલતાં ચાલતાં) ચાલ નિરાંત થઈ, દયાળુ પરમેશ્વરે મારે માટેજ મારૂં દુઃખ જાણીને એને મોકલ્યો. (જઈને એકદમ તેની લગામ ઝાલેછે ને પોટકી જુવેછે) ઓહો! આ તો પુરૂષનો પોશાક છે. ચાલ ઠીક થયું એ પોશાક પેહેરીને અશ્વાર થાઉં એટલે કોઈ ઓળખશે નહિ. અને એ કોઈ પાસેના નગરનો હશે તેથી એની ઇચ્છાપ્રમાણે જવા દઈશ તો મને તેમાં દાખલ કરી દેશે. (ઘોડો ચાલે તેમ ચાલવા દેછે.)

## પ્રવેશ ૩ જો.

### સ્થળ, વન.

એક વૃદ્ધ પુરૂષ અને અશ્વાર થયેલી ચારૂમતી.

પુરૂષ.—અરે ઓ ભાઈ અશ્વાર, દયાને માટે જરા થોભો પ્રભુને વાસ્તે મને થોડો આશ્રય આપો. મારો પ્રાણ જાયછે.

ચારૂમતી.—(ઘોડો અટકાવીને) કૃપા કરી મને જરા સત્વર જણાવો શો આશ્રય જોઈયે છિયે. (આશ્ચર્ય પામીને) અરે, આ કોણ?

હું શું દેખુંછું? કોણ ઉદયસિંહ! (ચાસન) જો તમે હો તો મનુષ્યદેહ ધારણ કરીને મને ખીવરાવો નહિ. મારા મનમાં કેવો ત્રાસ છે એ જો આ જાણો તો આ પ્રમાણે મને સંતાપો નહિ.

**પુરૂષ.**—આ તો નવાઈની વાત! ભાઈ અશ્વાર! તમે પણ મુજ સમાન બેબાકળા બની ગયા છો અને મારા જેવા કોઈયે આપને ત્રાસ દીધો હોય તેનું સ્મરણ થતાં મારાથી ડરોછો એમ જણાયછે.

**ચારૂમતી.**—હું સ્વપ્નાવસ્થામાં તેમજ મૂર્છાગત નથી તો પણ આ હું શું દેખુંછું. મને દુઃખી જાણી આશ્રય આપવા દેહ ધારણ કર્યો છે? પણ સત્વર, એ મારી પછવાડે આવીને પકડી પાડશે.

**પુરૂષ.**—તમે પણ મારા જેવા દુખી જણાઓછો. તમારી પછવાડે કોણ આવેછે?

**ચારૂમતી.**—અરે, મને એના ભણકારા વાગેછે. એ હવણાં આવી પોહોંચશે. પણ તમે સાચું કોહો. અથવા મારા ઉપર ઘણું દુઃખ આવી પડનાર છે એમ તમે કળી ગયા હો ને મને તમારા પુત્રની ખાતર તારવાને આવ્યા હો તો કહી દ્યો.

**પુરૂષ.**—તમે શું કોહોછો, પુત્ર કોહોનો? તમારી પછવાડે કોણ પડ્યું છે?

**ચારૂમતી.**—મનને જેટલી ઝડપ છે એટલી ઝડપ તુમારી જીભને આણીને મને કહી દ્યો. હું માનતી નથી, અરે માનતો નથી. પણ આ નજરેનજર દેખુંછું પછી સંશય શાનો?

**પુરૂષ.**—(મનમાં) આ માણસ ઘણું ગભરાટમાં આવી ગયું છે. બોલીથી જણાય છે કે એ સ્ત્રી છે. (ચાસન) તમે જે હો તે, મને નગરમાં પોહોંચાડી દ્યો. પાંચ દિવસથી અન્ન કે પાણી પામ્યો નથી તેથી મારૂં વૃદ્ધપણાનું શરીર છૂટી જશે.

**ચારૂમતી.**—તમે ભૂત તો નથી? હું ભૂતને માનતી નથી. કદાપિ ભૂત હો તો ભલે, સંબંધી છો માટે મને દુઃખમાંથી છોડાવો. (મનમાં) અરે, પણ હું આવડી બધી કેમ ગભરાઈ ગઈછું. ઘણાં માણસનાં મોહો મળતાં આવેછે. આ પ્રમાણે નબળાઈ બતાવવી એ ઠીક નહિ. (ચાસન) પણ વારૂ તમે તમારૂં નામ કેમ કેહેતા નથી?

**પુરૂષ.**—તમારે નામનું શું કામ છે. મારાથી ઝાઝું બોલાતું નથી. મને નગરમાં લે–લે–લે–( મૂર્છાગત થાયછે. )

**ચારૂમતી.**—ભૂત હોય તો આટલી વાર ટકે નહિ. આમ મૂર્છા પામે નહિ. વળી આવા પ્રકારના ભૂતને હું ક્યારે સાચું માનુંછું. બનવાનું હશે તે બનશે. પણ આમ મુકીને જવાય નહિ. એ તો ખરૂં પણ ઘોડો નાઠો તો ? કાંઈ ચિંતા નહિ. લગામ ઝાલી રાખીશ. ( નીચે ઉતરીને ) ખરે એ તો એજ. આહા ! મુખ કેવું ઉદારતા ભરેલું છે. મારા પિતા જેટલો પ્રેમ એમના ઉપર આવેછે. કેમ ના આવે ! જો એ એજ હોય તો પછી સંશય શાનો ? ઓ પ્રિય, ઓ મારા પ્રાણપ્રિય પ્રેમરાય ! તું આ વેળાએ અહિં હોય તો તને કેટલો બધો આનંદ થાય?

**પુરૂષ.**—હેં કોણ ! પ્રેમરાય ! પ્રેમરાય ! મારા નીકળી જતા પ્રાણને થોભાવી રાખનાર પ્રેમરાય ! હા હું ઉગર્યો. મારા ચાલી જતા પ્રાણને તેં થોભાવી રાખ્યો.

**ચારૂમતી.**—ઓ દયાળું પરમેશ્વર ! આ શું ! મારા પિતા ! મારા પિતા ?

**પુરૂષ.**—જો તું પ્રેમરાય હોય તો. મને પ્રેમ તો એટલોજ ઉપજેછે પણ તારી મ્હોકળા જુદી પડેછે. (નિહાળીને જુવછે )

**ચારૂમતી.**—તમે ઉદયસિંહ. જીવતા ઉદયસિંહ !

**પુરૂષ.**—હા હું ઉદયસિંહ ! જીવતો ઉદયસિંહ !

**ચારૂમતી.**—મારા પિતા, મારૂં મ્હો મળતું આવતું નથી પણ મન મળતું આવી ગયું છે માટે હું પ્રેમરાયજ છું. અને તેથી તમે મારા પિતા છો.

**ઉદયસિંહ.**—નહિ નહિ, પ્રેમરાયની છબી મારા હૃદયમાં કોરાયલી છે તે વીસરાય એવી નથી.

**ચારૂમતી.**—તે ખરૂં પણ હું પ્રેમરાયરૂપજ છું.

**ઉદયસિંહ.**—કોણ પ્રતાપરાય ! ના, ના, એ પણ નહિ. ( મનમાં ) કોણ જાણે હોય પણ ખરો.

**ચારૂમતી.**—પ્રતાપરાય કરતાં પણ ઘાડો સંબંધ પામેલ હું પ્રેમરાયની પ્રતિમા છું.

ઉદયસિંહ.—મારા નીકળી જતા પ્રાણને થોભાવવા તમે એમ બોલોછો. પાણી, પાણી, પાણી. (મૂર્છા પામેછે)

ચારૂમતી.—હવે હું શું કરૂં, મારાથી આમ મૂકીને કેમ જવાય પ્રાણ ગયો પછી શા કામનું? શરીર! થા વેગવાન. (થોડે બેશી આમતેમ દોડતાં એક સ્ત્રીને જોઈને) ઓ બાઈ! થોભ જરા (પાસે જઈ પોહોંચેછે.) શું આ તારા ટોપલામાં ભાથું છે? આ શું પાણીની ઝારી છે? બાઈ, સા, બેહેન, લે આ મંડીળ ને આપ તારો ટોપલો, એક માણસનો પાણીવીના તરશી જીવ જાયછે. (મંડીલ તેના ઉપર ફેંકીને ટોપળો માથેથી ઉપાડી લઈ દોડેછે.)

ઉદયસિંહ.—પાણી—પાણી—હા.

ચારૂમતી.—પિતા, પાણી લાવી.

ઉદયસિંહ.—(ગળામાં) પ્રેમરાય કેહેછે"ને લાવી કેહેછે. જીવ ભ્રાન્તિમાં પડ્યો તેથીજ થોભ્યો, નહિ તો નીકળી જાત.

ચારૂમતી.—(તેના મ્હોમાં પાણી મૂકેછે એટલે થોડી વારે શુદ્ધિમાં આવેછે.) પિતા! શાન્તિ વળી?

ઉદયસિંહ—હા, જરાક વળી. પણ પ્રેમરાય સુખી છે? (ન્યાળીને જુવેછે.)

ચારૂમતી.—(મનમાં) અરે હું શું કહું. મારો જીવ ગભરાયછે.

ઉદયસિંહ.—(મનમાં) ફેંટો વીંટયો છે પણ ચોટલો દેખાયછે. એ તો વનદેવી મારૂં રક્ષણ કરવાને આવી હોય એમ જણાયછે. (મ્હો પોહોલું કરેછે.)

ચારૂમતી.—(પાણી મ્હોમાં મૂકેછે. તે ઉતર્યા પછી રોટલાનો ભૂકો કરીને ખવરાવેછે.) પિતા, ગળે ઉતારો.

ઉદયસિંહ.—(જરા વધારે શુદ્ધિમાં આવતાં) હા, હા, ઓળખી પણ એ ક્યાંથી? એ તો વનદેવી.

ચારૂમતી.—(મનમાં) શું મને ઓળખી? ઠીક જાણવાથી એમના ગભરાતા જીવને શાન્તિ વળશે. પણ વિગત પૂછશે તો હું શો ઉત્તર આપીશ? (તેને ખવરાવતાં) આટલો રોટલો ખાશો તો શુદ્ધિ સારી પેઠ આવશે.

ઉદયસિંહ.—બાપુ, તમારા હાથમાંજ અમૃત છે. રોટલાના ગેરની સાથે તે મારા મ્હોમાં ઝમતું હોય તેમ મને તૃપ્તિ થઈ. મારા ઉપર તમારો ઘણો આભાર થયો, તેનો બદલો હું શો વાળી શકું?

ચારૂમતી.—ઉદયસિંહજી મને બદલો આપવો પડશે એમ આપ જાણી બેઠા હો તેમ મને અગાઊથી એવો અમૂલ્ય બદલો આપ્યો છે કે મરણ પર્યંત મારાથી વિસરાશે નહિ. (ગભરાઈને) કોણ આવેછે? શું મેધારિરાય! અરે આવી વેળાએ એ ચાંડાળ ક્યાંથી આવી પોહોંચ્યો?

ઉદયસિંહ.—બાપુ, કોણ આવેછે, તમે કેમ ગભરાઓછો ?

ચારૂમતી.—અરે એ તો એનાજ અશ્વાર; મને પકડી જશે તો હું શું કરીશ. મને હવે મારી ચિંતા નથી પણ તમારી છે.

ઉદયસિંહ.—હું રજપૂત છું. મારામાં જીવ હશે ત્યાં સુધી કોઈ તમને આંગળી અડકાડી શકનાર નથી. પણ તમે કોણ?

ચારૂમતી.—નોહોય નોહોય. એના અશ્વાર નોહોય એ તો પેલી બાઈ, પણ એને કેમ બાંધી હશે વારૂ?

**ખેડુતની સ્ત્રી સાથે બાલાપુરીના અશ્વારો પ્રવેશ કરેછે.**

**ખેડુતની સ્ત્રી.**—ઓ બાપજી મને છોડો, હું કાંઈ જાણતી નથી, મને તો કોઈ અહવારે માથેથી કાહાડીને એ મંડીલ આપ્યું છે.

**પેહેલો અશ્વાર.**—રાંડ શંખણી તારા ઉપર અહવાર મોઈ પડ્યો હશે તેથી અમારા રાજાનું મંડીલ આપ્યું હશે નહિ વારૂ?

**ખેડુતની સ્ત્રી.**—ના બાપજી, મારા માથાનો ટોપલો લઈને તેને બદલે મને એ આપ્યું.

**બીજો અશ્વાર.**—રામા, પેલો દેખાય તે ઘોડો આપણા રાજાનો; પણ આપણા રાજાજી જેવું કોઈ જણાયછે ખરૂં.

**પેહેલો અશ્વાર.**—હા દેવાજી એમ કાંક છે ખરૂં. (પાસે જાયછે)

**ચારૂમતી.**—અરે ઓ ભાઈ! આ બાઈને તમે કેમ બાંધી છે?

**ખેડુતની સ્ત્રી.**—જુવો ભાઈ આ મંડીળ તમે મને આપ્યું ખરૂં કની.

**બીજો અશ્વાર.**—જો આપણા રાજાજી જડ્યા ખરા. આપણે એમને માટે ચેટલા બધા અથડાયા.

પેહેલો અશ્વાર.—(ઘ્યાળીને જોતાં) રામા, એ તો નોહોય આપણા રાજાજી. એમના જેવું મોહો ક્યાં છે જે?

બીજો અશ્વાર.—મેં ચે દાહાડે આંછો ભરીને જોયા છે જે? આ છે, એવા દેખાતા વેગળેથી ભાળેળા. એમના તેજ હાંમુ આપણાથી ટશે ને ટશે કાંઈ જોઈ રેહેવાયછે કે શું?

ચારૂમતી.—જો આ મંડીલ માટેજ આ ભલી બાઈને બાંધી હોય તો એને છોડો. એ મંડીળ મેં એને આપ્યું છે.

પેહેલો અશ્વાર.—ઊભા રોહો, રામા ક્યાં જ્યો પેલો ભીલ? હા. નાયકની હાથે પેલો આવે.

ભીલ.—જુવો નાયકજી, પેલા ઘોડા ઉપર રાજાજી ચઢ્યા હતા. (ચારૂમતીને જોઈને) ઓત્તારી! રાજાનાં લુગડાં તો ખરાં ને રાજા ન્હોય તો. ભાળો નાયક, આ રાજા હોય?

પેહેલો અશ્વાર.—એ આપણા રાજાજી ન્હોય. એ જરા કાળા છે ને આ જરા ગોરા છે. એમનું મ્હો ચપટું છે ને આમનું મ્હો લાંબ તોતલુંછે. એંડાના જેવું.

ભીલ.—દેવાજિયે ખરી વાત કીધી. વળી નાક ને આંખ્યમાં બહુ ફેર છે. આંમની આંખ્યો મરગલા જેવી છે. ને રાજાની કૂતરાના જેવી છે.

નાયક.—(ચારૂમતીને) તમે કોહો, કુણ છો?

ચારૂમતી.—અમે પરદેશી છિયે.

નાયક.—આ ઘોડો ક્યાંથી લાયા?

ચારૂમતી.—અમને રસ્તામાંથી મળ્યો.

નાયક.—એના ઉપર કોઈ બેઠેલું હતું?

ચારૂમતી.—ના, કાઠડે આ મંડીલ ભરવેલું હતું અને મેં પેહેર્યાં છે તે લુગડાંની ગાંસડી બાંધેલી સામાન ઉપર લટકતી હતી.

નાયક.—અમારા રાજાજીનો ઘોડો અને તેમણે પેહેરેલાં લુગડાં આ પરમાંણે તમારા હાથમાં આવવાનું ચોકઠું બેસતું આવતું નથી.

ઉદયસિંહ.—ચોકઠું બેસતું નાં આવે તેમાં એ શું કરે? એ તો ખરી વાત છે તે કહી દે છે.

પેહેલો અશ્વાર.—એહ એહ ડોહળા વેગળો. શેખાદિયો કરતો.

ઉદયસિંહ.—ભાઈ! જરા સંભાળીને બોલ.

નાયક.—એમ ચઢીને બોલવાનું કાંઈ કામ નથી. તમે ગમે તે હો પણ અમારે તો તમને દરબારમાં લઈ જઈને રજુ કરવા પડશે. પછી તમે જાણો ને ન્યાયાધીશ જાણે. અમારૂં કામ તો મદ્દો પકડીને રજુ કરવાનું છે. આ ઘોડો અમારા રાજાજીનો ને લુગડાં પણ તેમનાં તે તમારી પાહે શી રીતે આયાં તેનો ખાતરી થાય એવો ઊત્તર તમે આપી હકતા નથી માટે તમે રાજના કેદી છો. અશ્વારો બાંધો એ બેને ને લ્યો દરબારમાં.

ચારૂમતી.—જુવો ભાઈ, બાંધવાની કાંઈ જરૂર નથી, અમે આવિયે છિયે. પણ આ વૃદ્ધ ગૃહસ્થ મને અચાનક આ વનમાં મળી ગયા છે તે પાંચ દિવસના ભૂખ્યા ને તરસ્યા છે, તેમને ઉગારવાને માટે આ બાઈ પાંસેથી મેં ભાથુ ને પાણી લીધાં માટે આ બાઈને છોડી મૂકો ને આ વૃદ્ધ માણસને તેને ઉતારે પોહોંચાડી દ્યો.

પેહેલોઅશ્વાર.—હવે મૂકો તમારી લવરી. થાઓ આગળ.

(બંનેના હાથ બાંધી લઈ જાયછે.)

## પ્રવેશ ૪ થો.

### સ્થળ, બાલાપુરી.

### હેરક, અને ભીમજી.

હેરક.—ભીમજી! આજ એવા સમાચાર લાવ્યો છું કે તેનો સારો ઉપયોગ કરતાં જો આવડ્યો તો તેથી તારૂં ને મારૂં કામ થાય એમ છે. મને દસ હજારનું એક ગામ અપાવજે વધારે હું માગતો નથી.

ભીમજી.—આપણે બે સગા છિયે ને વળી આપણા બંનેના ભલાનો આધાર ભાયાત ઉપર છે. એનું જો સારૂં થયું તો પછી એક ગામ શું સાત અપાવું.

હેરક.—પેહેલી વારની મારી બાતમી અને યુક્તિનો તમને ઉપયોગ કરતાં આવડ્યો નહિ. રાણીની અંગતી દાસીને મેં આકું

અવળું સમજાવીને કુંવર ચોરી આણ્યો પણ નીકળી કુંવરી ,તેમાં મારો કાંઈ દોષ હતો વારૂ ?

ભીમજી.—રાંડ રાણિયે બે જાણ્યાં છે એમ ક્યાં જાણવામાં હતું. પણ પેલી ખાતમી શી છે તે કોહોને ?

હેરક.—રાજા ચાર દિવસથી શિકારે ગયા છે. સાથથી વિખુટા પડતાં ત્યાંથી સાથિયો પાછા થાકીને આવતા રહ્યા છે. પણ ખોળ ફરવાને બીજા માણસો અને અશ્વારો ગયા હતા.

ભીમજી.—વાહરે ભાઈ, કાંમ થયું તો ! વારૂ પછી, પછી,

હેરક.—રાજાજી ખોવાયાની વાત મેં જાણી કે હું તમારે ઘેર આવ્યો હતો.

ભીમજી.—હું રાંડનો ગામ ગયો હતો. વારૂં પછી. રાજાના જડ્યો ?

હેરક.—ના, પણ એક રૂપાળો માણસ ઝલાયો છે. તેની પાસે રાજાનો ઘોડો હતો અને લુગડાં પણ તેણે રાજાનાં પેહેર્યાં હતાં તેને કેદ કરીને આજે કેદમાં નાંખ્યો છે.

ભીમજી.—બહુ સારી ખબર. તારૂં ગામ હવે પાકી ચૂક્યું.

હેરક.—ઠીક ત્યારે ભાયાત ક્યાં છે ? કરાવી આપો મને લેખ.

ભીમજી.—કસુંબો પીને હવણાં આવશે. જો આવ્યા ખરા.

ભાયાત.—(પ્રવેશ કરતાં) રામ, રામ, હેરક રામ, રામ, બહુ દાહાડે જણાયો તો. કાંય ખબર અંતર.

હેરક.—હા દરબાર. ખબર એ કે આજથી તમે રાજાજી થયા.

ભાયાત.—ગાંડોરે ગાંડો; તે દાઢે મને રાજા બનાવ્યો હતો પણ પછવાડેથી ફરશકી જસું. આ ભીમજીની આંખો ક્યાં ઉઘડેછે હજાું. રાજા થાતાં થાતાં આ ડાઢી બધી પળી ગઈ ને ડાચું બધું બોખું થઈ જસું.

ભીમજી.—રાજા શિકારે ગયો હતો તેનો પત્તો લાગતો નથી. વાઘ કે વરૂએ ફાડી ખાધો હશે. અથવા તો એનો ઘોડો અને લુગડાં સહીત જે માણસ પકડાયો છે તેણે રામશરણે પોહોંચાડી દીધો હશે.

ભાયાત.—કાંમજ થવું તો, જા ભીમ થા ઉતાવળો. હવે તો કાંક કરસ્ય.

ભીમજી.—એ તો ખરૂં પણ આ હેરકને એક ગામ લખી આપો જે કાળજી રાખીને બીજી ખબરો લાવતો રેહે.

ભાયાત.—બહુ હારૂં લખો લેખ, હા, હવે હું રાજા થયો.

ભીમજી.—બોલ હેરક કિયા ગામનો લેખ કરિયે.

હેરક.—હવણાં હું વધારે લોભ કરતો નથી, મને ભીમડિયું ગામ લખી આપો. એટલે થયું.

ભાયાત.—લેને ભીમડિયું, પછી શું.

ભીમજી.—( લેખ લખી સહી કરાવીને. ) લે. હેરક આ તારો લેખ જા હવે તું તારા કામમાં લાગું રેહે.

હેરક.—( ભાયાતને, ) રામ રામ રાજાજી. ( જાયછે )

ભીમજી.—જુવો ઠાકોર હવે હું પ્રધાન પાસે જાઉછું એને વીસ ગામનો લેખ કરી આપવો પડશે ને બીજું હવણાં દતવું પડશે તે જૂદું. જાણોછો? સો સપાઇશ ને એક મૂળાપણી,

ભાયાત.—ભીમ તને સદર પરવાનગી છે. તને જમ ફાવે તમ કર પણ એક વાર મને રાજા કરને.

ભીમજી.—મને તમે દશ ગામનો લેખ આગળ કરી આપ્યો છે. પણ માદે રાજા છતાં તેનું કાટલું કરીને તમને રાજા કરવાના છે માટે બીજાં પાંચ વધારે લખી આપવાં પડશે.

ભાયાત.—ભીમ જો આંમ, તું મારો કારભારી તે તને રાજી કરશું, ધીરો રેહે.

ભીમજી.—બોલ માં હું રાજી થવાનો નથી. માથું વેગળું મૂકીને કામ કરવાનું છે. માટે તમારા ગરાસમાંથી પાંચ ગામનો લેખ હું લખી લાવું તે ઉપર સહી ખેંચી આપો.

ભાયાત.—તું એવડો અધીરો ચમ થાછ જે. મારા ગરાહમાંથી ગાંમ ચમ માગુછું.

ભીમજી.—આખા દેશના તમે રાજા થશો એટલે તમારો ગરાસ પછી ક્યાં જાદો રેહેવાનો છે?

ભાયાત.—બહુ હાર તારે, લખી લાવ લેખ.

ભીમજી.—(મનમાં) ઠાકોર રાજા થાઓ કે એમના એમ આશામાં મરો. વાગ્યો તો તીર નીકર ટપ્પો. ખોટું લેણું કાહાડીને સાનમાં ગામાં લખી લેઉંછું એટલે રાજા નહિ થાય તોય પણ માઝી ખાસડે ને ગામાં પડાવી લઇશ. (ઉતાવળો લેખ લખાવી લાવેછે ને સહી ખેંચાવેછે.)—

ભાયાત.—લે તું રાજી થા, જા હવે પરધાનને ઘેર તાકીદ્ધી.

ભીમજી.—આ ચાલ્યો. (લેખ ગુંજામાં મુકીને જાયછે)




## પ્રવેશ ૫ મો.

### સ્થળ, પ્રધાનનું ઘર.

### પ્રધાન, ભીમજી.

પ્રધાન.—ભીમજી! તમે ઠીક વેળાએ આવ્યા. કામ સફળ થવાનું આ પણ એક ચિન્હ છે.

ભીમજી.—હા સાહેબ, રાજાની વાત ખરી કે.

પ્રધાન.—ખરી કે ખોટી, તેનું તમારે શું કામ છે. હું કહું તે પ્રમાણે કરવાને ભાયાત રાજી હોય તો પૂછી આવો.

ભીમજી.—વગર પૂછ્યે પૂછેલું છે.

પ્રધાન.—તો ઠીક, ત્રીસ ગામ. તોશાખાનાંમાં શિલક છે તેમાંથી અર્ધોઅર્ધ, અને હંવણાં દશલાખ રૂપિયા રોકડા.—

ભીમજી.—એ શરતો તો કબુલ છે પણ ત્રીજીને માટે પૂછવું પડશે; કેમકે ઠાકોરની પાસે ઝાઝો જીવ નથી, પેહેલી વારના કાવતરામાં બધી પુંજી ભોંર મુકાઇ ગઇ ને વળ્યું નહિ કાંય.

પ્રધાન.—તે વેળાનું પાપ હજી મને નડેછે. બામાના કેહેવા ઉપરથી આપણો બાંલરાજા મારા ઉપર નારાજ રેહેછે. મારી સત્તા ઓછી કરી નાંખવાને માટે બધું કામ પોતે જાતે કરેછે. ગુણવંતરાયની પૂછપરછ કરેછે. અને વળી મને કુવરી માટે એક વાર પૂછ્યું હતું.

ભીમજી.—ત્યારે તમે શું કહ્યું?

પ્રધાન.—મેં તો કાને હાથ દીધા, પણ ગુણવંતરાયનું કાવતરૂં છે એમ ખૂબ ઠસાવી દીધું.

**ભીમજી.**—એ કામમાં તો તમે ખરેખરા ફાવી ગયા. રાણીના મનમાં ખાતરી થઈ ત્યારેજ ગુણવંતરાયને કાહાડ્યો! નહિ તો એ ક્યાં નીકળવાનો હતો.

**પ્રધાન.**—રજપૂત ભાઈયે તો ગરાસ ખાઈને કસુંબાના કટોરા ચડાવ્યાં કરવા જોઈયે. આ તો વચ્ચે પડીને કારભાર ડોળવાને મંડી ગયો ત્યારે ખોયો ગરાસ ને દેશવટો પામ્યો.

**ભીમજી.**—ગઈ ગુજરી જવાદો ને પરણે તેને ગાઓ.

**પ્રધાન.**—જાઓ, લેખ ને દશ લાખ લઈ આવો.

**ભીમજી.**—લેખ લઈ આવુંછું ને રોકડ તો હાલ નહિ મળે. આગળ ઉપર રાખો.

**પ્રધાન.**—ના એમ થાય નહિ, પેટ ભરાયા વિના કોઈ ઉભું રેહે નહિ. જુવો હું એમ કરવા ધારૂંછું. રાજગાદી સૂની રેહે નહિ માટે રાજાનો પત્તો લાગતા સુધી ભાયાતને રાજ્યાભિષેક કરવાની પેરવી કરૂંછું.

**ભીમજી.**—માત્ર એટલુંજ કરીને બેશી રેહેવું નહિ. કેદી પકડાયો છે તેણે રાજાને મારી નાંખ્યો માટે તેને ફાંશીની શિક્ષા ઠરાવવી અને વનમાં વિશ્વાસુ અશ્વારોને ફરતા મૂકવા કે ભોગજોગે જો રાજા રખડતો મળી આવે તો ત્યાંને ત્યાં તેને પૂરો કરે.

**પ્રધાન.**—મારા મનમાં એ વિચાર આવ્યો હતો ખરો પણ રીતિપ્રમાણે કાજ ચલાવીને સાબીત થાય તો દેહાંતદંડની શિક્ષા થાય. વળી પકડાયલો માણસ કોઈ રાજવંશી અને પ્રતાપિ જણાયછે. એણે રાજાનું ખુન કર્યું હોય એવો સંભવ નથી.

**ભીમજી.**—આપણે એવા વિચાર કરવાની શી અગત્ય છે. આપણે આપણા કામ સાથે કામ છે. લોકોના મનમાં શક રેહે નહિ એવી જુક્તિ કરવી. રાજા તો અર્ધો ગાંડો બની ગયો છે. આગળ પણ એકવાર એમજ ભૂલો પડ્યો હતો.

**પ્રધાન.**—એ એની બેહેનના શોધમાં ગુંથાયલો જણાયછે અને તેથીજ આપણું પાપ બાહાર પડવાની બીક રેહેછે. હેરક મને કેહેતો હતો કે રાજજી બીજે ત્રીજે વેશ બદલીને નગરચરચા જોવા નીકળેછે. માટે હવે આપણે સાવચેત રેહેવું.

ભીમજી.—માટેજ હું કહુંછું કે ટાઢે પાણિયે ખુસ કાહાડો. આવો લાગ ફરીને મળવાનો નથી.

પ્રધાન.—ઠીક ત્યારે હું પેરવી કરૂંછું. પણ ન્યાયાધિશ શાહની ડાંડલી છે. એને વગ કરવાનું કેહેવાય એમ નથી. વળી ગુણવંતરાયની ટોળીનો એટલો કંટક રહી ગયો છે. મેં તો પાણીચુ આપવાનો ભેદ કર્યો હતો પણ રાજાજી વચ્ચે નડયા.

ભીમજી.—રાજાનું ખુન કર્યું છે એમ જાણશે તેથી એની નજર કપરી રેહેશે અને અર્ધે કામે એમ જણાય કે આપણી ધારણા એની પાસેથી પાર પડે એમ નથી અથવા પૂરાવો ટુટેછે તો એની પાસેથી કામ મંગાવીને તમને ચલાવવાનો ક્યાં અધિકાર નથી? તેમ કરવું.

પ્રધાન.—હું હવે પાકો ઘાટ ઘડુંછું. તમે પણ પૂરાવો કરવાની તૈયારીમાં રેહેજો કે અગત્ય પડે તો દાખલ કરવામાં આવે. પેલા રામદાસ શેઠના છોકરાનું શરીર રાજાજી જેવું છે. માથું ગયું ને ધડ રહ્યું તો તે રાજાનું ઠરાવી દેવાય એમ છે.

ભીમજી.—એ મારૂં કામ, પણ વનનો જાપતો પાકો રાખજો.

પ્રધાન.—મારી વિશ્વાસુ ટુકડી હવણાંજ વનમાં મોકલુંછું. લઈ જાઓ આ માણસને, લેખ એની સાથે મોકલી દેજો.

ભીમજી.—ખહુ સારૂં (જાયછે.)

## પ્રવેશ ૬ ટ્ઠો.

સ્થળ, બીજા ન્યાયાધીશની કચેરી.

બીજો ન્યાયાધીશ, ચારૂમતી, ઉદયસિંહ, ચોપદાર ઈત્યાદિ.

બી૦ ન્યા૦—ચોપદાર કેદિયો હાજર છે?

ચોપદાર.—હાજી (તમને ખડા કરેછે.)

બી૦ ન્યા૦—કેદિયો, સાંભળો!

અંક પેહેલાનો કેદી ચારૂરાય ગુણવંતરાય જાતે રજપૂત લખાવે છે કે, હું પ્રેમપુરીથી આવ્યો છું. તેમજ કપટપુરીના યુવરાજ મેઘાગિરાયની સોબતમાં આવેલો કબુલ કરેછે અને તેનો ઘોડો લઈને તેની પાસેથી નાશી ગયાનું પણ કેહેછે. એને જ્યારે પૂછવામાં આવ્યું

કે તારી પાસે ઘોડો છતાં અમારા રાજાજીનો ઘોડો ક્યાંથી લાવ્યો? ત્યારે તેનો ઉત્તર આપેછે કે મેધારશિયના ઘોડા ઉપર સામાન ન હતો તેથી એ ઘોડો મેં મુકી દીધો. અને સામાન સહિતનો બીજો ઘોડો અચાનક મને મળી આવ્યો તે પકડી લીધો. રાજાજીનો પોશાક પણ એમજ એને મળી આવ્યો એમ કેહેછે. એ કેવળ બનાવટ છે, કારણ ત્રીસમા નંબરનો સાક્ષી મેધારશિય કપટપુરીનો યુવરાજ છે તે પ્રતિષ્ઠિત પુરૂષ કેહેછે કે "હું દેશાટન કરવાને નીકળ્યો "છું. રસ્તામાં આ કેદી સાથે મેળાપ થતાં એનો જીવ મારી સાથે મળી "ગયો. એટલે એણે મને કહ્યું કે અસલ અમે બાલાપુરીના ભા- "યાત છિયે. મારા પિતા ગુણવંતરાયનો ગરાસ જપ્ત કરી ખાલસા "કર્યો ને અમને દેશવટો દીધો ત્યારથી અમે પ્રેમપુરીમાં આવીને "રહ્યા છિયે. પણ અમારો ગરાસ પાછો વાળવાને હું આવ્યો છું. "રાજાને કતલ કરીશ એટલે મારૂં કામ થશે. મેં એને સમજાવ્યો "કે એવું પાપકર્મ કરવું નહિ, એટલે એના મનમાં વેહેમ આવ્યો "કે એ મારી વાત ઉઘાડી પાડશે તેથી મને કટાર મારીને નાશી "ગયો." ગુણવંતરાયની આગળની ચાલ સાથે આ વાત બીલકુલ મળતી આવેછે. આખું રાજ લઈ લેવાને માટે બાલારાય ધાવણા હતા ત્યારે તેમને ચોરી લેવાના ઇરાદાથી તેમની સાથે જન્મેલાં તેમનાં બેહેન ચોરી લઈને તેમનું ખુન કરેલું. તે ઉપરથી એનો ગરાસ જપ્ત કરીને દેશવટો દીધો છે. તો હવે પોતાની ઈચ્છા પૂર્ણ કરવા સારૂ, પોતાના દીકરા ચારૂરાયને તેણે મોકલ્યો અને તેણે આપણા પ્રજાપાળ બાલારાયનું ખુન કર્યું આઠમા અંકના સાક્ષીથી સાબીત થાયછે. તે કેહેછે કે "રજુ કરેલી તરવારવતે રાજાજીના ઉપર ઘા કરતાં વેગળેથી મેં એને જોયો અને હું ત્યાં દોડી ગયો એટલામાં તો એ દુષ્ટે એનું કામ પૂરૂં કરી દીધું" માટે અંક પેહેલાના કેદી ચારૂરાય ગુણવંતરાયને ફાંસી દેવાની શિક્ષા કરવામાં આવેછે. અંક બીજાનો કેદી ઉદયસિંહ પ્રેમપુરીનો રેહેવાસી છે એમ પોતે કબુલ કરેછે. અને ઘણાં વર્ષથી આપણી બાલાપુરીમાં આવીને વસ્યો છે તે ગુણુવંતરાયનું માણસ માલમ પડેછે અને એનો વિચાર રાજાનું

ખુન કરવાનો પ્રથમથી હતો એમ અંક ૫, ૬, ૭ ના સાક્ષીથી સાબીત થાયછે. વળી અંક ૮ નો સાક્ષી લખાવેછે કે ચારૂરાયે બાલારાયને ઘા કર્યો તે વેળાએ આ ઉદયસિંહે તેમના હાથ ઝાલી રાખ્યા હતા. માટે ખુનના કામમાં મદદ કર્યાનો ગુનો એનાઉપર સાબીત થાયછે તેથી એને પણ દેહાંતદંડની શિક્ષા કરવામાં આવેછે. આ બધું કાવતરૂં ગુણવંતરાયની સલાહથી થયેલું છે માટે એની બાબતમાં આપણા નવા રાજાજી ભાયાતરાયે કાંઈ ઉપાય લેવા જોઈયે. ચોપદાર બોલાવો મેહેતરને અને ૨૦૦ અશ્વારોની એક ટુકડીને કે આ દુષ્ટોને લઈને ફાંસી દે.

ચોપદાર.— બહુ સારૂ. (તેમ કરેછે.)

## પ્રવેશ ૭ મો.

### સ્થળ, ફાંશી દેવાની જગ્યા.

### ચારૂમતી, મેહેતર, ઉદયસિંહ ઈત્યાદિ.

ચારૂમતી.—ના, હું સૂળિયે નહિ ચડું. મારા હૃદયના પલંગમાં મારો પ્રેમરાય પોહોઢ્યો છે. તે નિરપરાધી છે તે ન વિંધાય, તેને આ સૂળીની અણી ભેદે નહિ માટે હું સૂળિયે નહિ ચડું.

મેહેતર.—અલ્યા મુચ લવરી, નાંય એ તો હૂલી. આંછો ફૂટી છે. આ દોયડું હાપના જેવું લટકેછે એનો ફાંહો તારા ગેળાચાં ઘાલીને હમડીના ઝાડ ઉપર ગલકુ જેમ હેંચેસેકને તમ તને હેંચાડશું.

ચારૂમતી.—ત્યારે તો તારો પાડ, મારા હૃદયમાં મારો પ્રેમરાય બિરાજમાન છતાં મારૂં મરણ આવશે તેથી હું રાજી છું.

મેહેતર.—લે આ બરફી ને પેંડા ને જલેબી, પેટ ઠાંશીને ખા. બૌ હવાદ લાગશે. એ દેછીને મારા મોમાં તો પાંણી છૂટેછે. હમ જોકને, જીવતાં જનાવર વાઢતાં માંહથી જેમ લોઈની શેડો છૂટેકને એમ પાંણી છૂટેછે.

ચારૂમતી.—ભાઈ, મારે નથી ખાવું. તું સુખેથી ખાજે પણ મારા તરફડતા જીવનો વેહેલો નીકાલ લાવ.

મેહેતર.—જો, લોક કેહેછે જે આભલાંમાં ભગવાન છે, હું તો

ચાંય દેખતો નથી. પણ એમ કેહેસે ખરા અને વળી અમનેકને હાચમે કહી રાખ્યું છે જે જેને ફાંશી દેકને તેને છેલાવેલા ભગવાન્ ભજવાનું કેજે.

ચારૂમતી.—ખરી વાત હું પરમેશ્વરની પ્રાર્થના અને સ્તુતિ કરૂંછું.

મેહેતર.—કર તારે તું તારા પોકાર. મેકને મારી આવડી ઉંમરમાં હાત વીહાં ને હાત જણાંને લટકાવી દીધાં છે, તેમનું કોઇનું ભગવાંને કાંને હાંભળ્યું મેં દીઠું નથી. તો તારૂં ચાં હાંભળવાનો છે.

ચારૂમતી.—( ચોપાયા અથવા મરેઠી રાગની સાખી. )

પરમેશ્વર, સર્વેશ્વર, ઇશ્વર સર્વે સ્થળમાં રાજે,
ઋષિમતિ ગતિ નવ પારજ પામે અદૃશ્ય એમ બિરાજે;
દીનદયાળ કૃપાનિધિ પ્રભુ ! હું, તુજને વિનવું આજે,
કૂડાં કામ ન કદિયે કીધાં, તો ગતિ આ શા કાજે? ૧૯૮
ચેતી ચાલી, બહુ સંભાળી, આજ્ઞા તારી પાળી,
જેથી રીઝે તું જગપતિ મેં એવી રીતિ ઝાલી;
તોપણ જ્યારે આ પદને હું છેવટ વેળા પામી,
એ ઉપરથી એમજ જાણું, મુજમાં મ્હોટી ખામી. ૧૯૯

મેહેતર—તોણેજ તારે લટકવાનું થયું છે તો. ભગવાન્ તો જાગતો જોરાવર છે.

ચારૂમતી.—ખોટાં, ખોટાં ફળને પામે, ધારો તારો ધોરી,
પેલા ભવનાં પૂરાં પાપે દુઃખદરિયામાં દોરી;
ન્યાંથી પ્રભુ તું તુજને કાંઈ દોષ ન દેવા જેવો;
"કરણી તેવી પાર ઉતરણી," તુજ ઢંઢેરો એવો. ૨૦૦

મેહેતર.—છું તો પાંહેરો, તાણે મરવાને ડરછું ચમજે ?

ચારૂમતી.—( હરિગીત છંદ )

મુજ મનવિષે શંકા અને આશા ભરેલી છે ઘણી,
મરવું ગમે નહિ તે થકી, નહિ બીક બીજી કો તણી,
પ્રિયતમતણું શું થયું હશે, સાચો શું તે મુજશું હશે ?

શ્રી માતપિતાની વલે, કુળલજામણને ધારશે,
લજેવું નથી કુળ કોણ એ મન તેમને ઉતારશે;
નિરપરાધિ મારયાં જાય તે, તુજ ન્યાયમાં નથી છાજતું,
કરજોડી માગું કરગરી થા સા'ય ઈશ્વર આજ તું. ૨૦૨

મેહેતર.—હોવેત્તો તને પાપીને ઉગારવાને તે વાટ જોઈ રયો છે. થા ઉતાવળો, લે ઘાલ કે આ ફાંહો.

ચારૂમતી.—ભાઈ મેહેતર, તને તારૂં કામ કરતાં અટકાવવાને હું ખાળતી નથી. પણ કૃપા કરીને તું મારાથી દૂર રેહે, હું મારે હાથે ફાંસો મારા ગળામાં ઘાલુંછું. જગત્રાતા જો હું નિરપરાધી હોઉ તો તું મને તારજે. ( ફાંસો ગળામાં ઘાલીને લટકેછે એટલે દોરડું નીચે તુટી પડેછે. )

લોકોનું ટોળુ.-નિરપરાધી, ખરો નિરપરાધી. સાબાશ, સાબાશ.

નાયક.—બકવા મૂકો, દૂર થાઓ.

મેહેતર.—હાંય કે આ તો હાચો ઠર્યો. પણ યમ મૂકી દેવાય જે. મને છાંનુંમાનું કહી તો રાછ્યું છે જે દોયડું તૂટી જવાથી એટલાક કેદિયોને જીવતા મૂકવામાં આવેછે તમ આંને થાય તોપણ ફરીને લટકાવજે. માટે હવે મારે તો તમ કરવું. (ફરીને દોરડું મજબૂત બાંધેછે.) લે અલ્યા. હવે લટક ફરીને, આવ હું તારો જીવ જમના હાથમાં હોંપું.

ચારૂમતી.—મારો જીવ મારા દેહમાં નથી તો તે તું શી રીતે કાહાઢી શકીશ તે તો પ્રેમરાયના હૃદયમાં જઈને બેહો છે. દીનદયાળ પરમેશ્વર મારી તને છેલ્લી પ્રાર્થના છે કે તું મારા પ્રેમરાયને સુખી રાખજે. એની સર્વે આશાઓ પૂર્ણ કરજે. મારાં માબાપિતા ઉપર કૃપાદૃષ્ટી રાખજે. મારી પ્રિયસખી ચતુરિયે જો કાંઈ અપરાધ કર્યો હોય તો હું તેને ક્ષમાકરૂંછું માટે એને સુખી રાખજે. અહો સખી ચતુરી, તું તારા પ્રતાપરાય સાથે સુખી રેહેજે. કૃપાળુ ભગવાન્ એ જોડાને તું સુખી રાખજે. આ પ્રમાણે દુઃખમાં પીલાવું તેના કરતાં મરવું એ ઉત્તમ છે.

( ગળામાં ફાંસો નાંખવા જાયછે. એટલામાં ઉદયસિંહને લઈ આવેછે )

ઉદયસિંહ.—મને જિવન આપનાર મારે માટે મારી આંખો આગળ લટકે તે મારાથી નહિ જોવાય. ભાઈ મેહેતર ફેંસો મને

ફાંશી દે. પણ એક બીજાના મનમાં ઘણી શંકાઓ રહી ગઈ છે માટે અમને જરા વાત કરવાદે.

મેહેતર.—મેરને વેગળો ડોહલા, ઢચરા. વાતો કરવી હોય તો આભલાંમાં કરજો.

ઉદયસિંહ.—અહો ભગવાન રાજમાતાનું શું થયું હશે? તે ક્યાં જતાં રહ્યાં હશે? એમના સમાચાર આ વેળાએ મને કોણ કેહે?

ચારૂમતી.—રાજમાતા કોણ? આ તો નવાઈની વાત.

મેહેતર.—મેર છાંનો વાતો થાય નહિ. ઘાલ ફાંહો.

ચારૂમતી.—આવું કઠણ હૃદય હોય નહિ તો આ કામ તારાથ કેમ થાય? પણ ભાઈ મેહેતર! આટલો તો ખુલાસો કરી લેવાદે. તારી આવી કરણી સાથે મારા આશીર્વાદથી તારૂં કલ્યાણ થશે.

ઉદયસિંહ.—આવી દુઃખની વેળામાં રાજમાતાસંબંધીના સમાચાર જો તમે જાણો તો—

મેહેતર.—જોને લુચ્ચો ડોહલો ઢચરો બકબક કરેછે. મેરને છાંનો મેર (ચારૂમતીને) આંમ આવ અલ્યા તારા ગળામાં ગળ્યો લાગે એવો ફાંહો નાંખું.

ચારૂમતી.—ભાઈ, તું દૂર રેહે, હું મારે હાથેજ ફાંસો નાખુંછું. દીનદયાળ પરમેશ્વર મને આ પૃથ્વી ઉપર ન્યાય મળ્યો નહિ તો તારી હજુરમાં આપજે. (ફાંસો ઘાલેછે.)

(નેપથ્યમાં) ફાંસો ખાઓ નહિ, થોભો ભાઈ તમે નિરપરાધી છો, થોભો.

એક સ્ત્રી અને મુખ્ય ન્યાયાધિશ, પ્રવેશ કરેછે.

ચારૂમતી.—(સ્વગત) આ પ્રમાણે મને તારનાર કોણ? અરે કોણ આ. શું મારી પ્રિય સખી ચતુરી મને ઉગારવા આવી (તેને ભેટેછે.) આનું નામ પ્રીતિ, આનું નામ પ્રેમ, આનું નામ મિત્રાઈ. આનું નામ સ્નેહ. ઓ મને દુખમાંથી તારનાર મારી વાહાલી ચતુરી, તેં મને જિવનદાન તો આપ્યું પણ મારૂં ખરૂ જિવન ક્યાં છે? મારો પ્રેમરાય, મારો પ્રાણ, મારા હૃદયનો રાજા, હવણાં ક્યાં બીરાજેછે? ચતુરી તું કહીદે, તે કુશળ છે?

સ્ત્રી.—(સાનંદાશ્ચર્ય પામીને) અહો! મારી ઈચ્છા પૂર્ણ થવા સરખો આ એક નવાઈ જેવો બનાવ છે. બાપુ, આ તમારૂં બોલવું મને આશ્ચર્ય પમાડેછે તોપણ એમાં ઘણી સત્યતા છે. તમે જે ચતુરી કાહાછો તે હું ચતુરી નથી તોપણ તમે ઝટપટ કાહો તે ચતુરી કોણ છે? તે ક્યાં છે? તેનાં માબાપ કોણ છે?

ચારૂમતી.—પ્રિય ચતુરી, આ વેળા હસવાજોગ છે? તું નમેહેરી થા માં, એક વાર મારા પ્રિયતમના સમાચાર કેહે અને જો તે કુશળ હોય તો પછી તું ચાહાય તેટલું મશ્કરીનું બોલ. મારા પોશાકથી તું ઠગા નહિ. હું તારી પ્રિય સખી ચારૂમતી છું.

સ્ત્રી.—તું પુરૂષના વેશમાં સ્ત્રી છે તો મારી બેહેન છે. મારી બેહેનનો પત્તો લાગવાનો સમય આવ્યો છે તોપણ હું તને મારી ખરી બેહેન લેખીશ. પણ તું કેહે ચતુરીનું મ્હો મારા જેવુંજ છે?

ઉદયસિંહ.—તમે ચતુરી ના હો તો હું કહુંછું કે જે ખરી ચતુરી છે તે જો તમારી પાસે ઉભી કરી હોય તો તમે બદલાઈ જાઓ. ચતુરીની વાત ઘણી ભેદ ભરેલી છે. પણ તમે કોણ છો એ જાણ્યા વિના ભેદ ફોડાય એમ નથી. મરવાની અગાઊ કોઈનું સારૂં કરી શકાય તો મનને સંતોષ થાય, એ વાત ખરી પણ—

ચારૂમતી.—ઉદયસિંહ, મારા પિતા, આ મારી સખી ચતુરી નહિ? અરે ત્યારે ચતુરીની બેહેન હશે. પણ રોહો. ચતુરીને—

ઉદયસિંહ.—ગમે તે હો પણ માબાપનું નામ જાણ્યા વિના ભેદ કેમ અપાય?

મુખ્ય ન્યાયાધિશ.—મહારાજ! આપણા અસ્વારોની ટુકડી આવી પોહોંચી. ખરી વાત કેહેવાને હવે હરકત નથી. મારી ખાતરી થાયછે કે રાજબેહેનનો ખરો પત્તો હવે હાથ લાગશે.

સ્ત્રી.—(પોતાનો સ્ત્રીનો પોશાક કાહાડી નાંખીને) હું આ બાલાપુરીનો રાજા છું, મારૂં નામ બાલારાય છે. તમે બે નિરપરાધી છો માટે તમને કોઈ ફાંસિયે દેનાર નથી. જે લોકોએ કપટ રચ્યું છે તે લોકો એજ ફાંસિયે હવણાં લટકશે. હવે તમે સાચી વાત જે હોય તે સુખેથી કાહો.

ચારૂમતી.—અહો તમે રાજા છો! ત્યારે ચતુરી શું એક રા-

જાની બેહેન? હા, મને સાંભર્યું. ઉદયસિંહ તમે જ્યારે આટલી વાત જાણોછો ત્યારે રૂમાલની વાત પણ જાણતા હશો એને ચારે છેડે દુહાની એકેકી તુક છે.

**બાલારાય.**—બેહેન, કોના રૂમાલને છેડે? બોલો એ દુહો, સત્વર બોલો. શું રૂમાલને ચારે છેડે દુહાની એકેકી તુક છે?

**ચારૂમતી.**—કેમ ઉદયસિંહ તમે શું કોહોછો?

**ઉદયસિંહ.**—તે રૂમાલ મારા જોવામાં આવ્યો છે. હવે સુખેથી તે ઉપરની કવિતા તમને સાંભરતી હોય તો બોલો.

**ચારૂમતી.**—ઓ મારી પ્રિય સખી ચતુરી! તારા જીવતરમાં આવો ભેદ હતો!

**બાલારાય.**—બેહેન, મારી વાહાલી બેહેન તમે તે દુહો સત્વર બોલો. વાર થાયછે તે મારાથી વેઠાતી નથી. ઉતાવળાં બોલો. સાંભરે નહિ તો સંભારી કાહાડો.

**ચારૂમતી.**—(બોલેછે) બાળક આ રજપૂતનું
લાડ્યું રાખો સાથ
પુરી પ્રીતિથી પાળજો
રીઝવવા જગનાથ.

**બાલારાય.**—અરે, જગનાથ મારો પિતા, અને એ રજપૂતનું બાળક. ન્યાયાધિશ, હવે શો સંશય. એનું નામ ચતુરી છે? ઓ મારી વાહાલી ચતુરી, તુને ત્યાં કોણ લઈ ગયું. તારી સ્થિતિ કેવી થઈ?

**ઉદયસિંહ.**—એ નક્કી આપનાં બેહેન છે. દુહાની પ્રત્યેક લીટીના પેહેલા અક્ષર લેતાં તમારી રાજધાની બાલાપુરીનું નામ નીકળેછે અને આપના પિતાનું નામ જગનાથ છે. તો હવે કાંઈ સંશય નથી.

**ચારૂમતી.**—મારી પ્રિય સખી એક રાજવંશી ઠરી એ જોઈ મને બાહુ આનંદ થયો.

**બાલારાય.**—પણ તે કોને ત્યાં છે? એની સ્થિતિ જળવાઈ છે કે નહિ? ઓ બેહેન, ઓ મારી વાહાલી બેહેન તારૂં નામ ચતુરી કોણે પાડ્યું? તને કોણે ધવરાવીને ઉછેરી? મારી બેહેન, ઓ મારી વાહાલી

બેહેન એક રાજકન્યા જન્મતી સાથેજ આવી રીતે પરવશ પડી! અરે તને શાં શાં દુઃખ પડ્યાં હશે તારૂ સર્વે વૃત્તાન્ત હું તારે શ્રી મુખેથી ક્યારે સાંભળીશ. ઓ બેહેન, ઓ બેહેન, હું શું કરૂં તો તને ઝટપટ મળાય. પરમેશ્વરે માણસને પાંખ કેમ ના આપી! બાપુ તમે સત્વ કોહો એ ક્યાં છે? એની સ્થિતિ કેવી છે?

ઉદયસિંહ.—એમની સ્થિતિ ઉંચ રહી છે.

ચારૂમતી.—સાવકાશે બધી વાતનો ખુલાસો કરીશું પણ પ્રેમપુરીમાં મ્હોટું બંડ મચ્યું છે. મારો પતિ પ્રેમરાય, અને ચતુરી તથા તેનો સ્વામિ એક ઉંચો રાજવંશી, તેનો પિતા અને મારો પિતા એ બધાંને કેદમાં પૂર્‌યાના સમાચાર મેં નીકળતાં સાંભળ્યા છે.

બાલારાય.—ત્યારે શું મારી વાહાળી બેહેન પરણી છે? અરે કોને?

ચારૂમતી.—પરણી નથી પણ પરણ્યા જેવી છે; અને તેથી તમારે શરમાવું પડે એમ નથી. તે મહાપ્રતાપિ કુલીન રજપૂતબચ્ચો છે.

બાલારાય.—ત્યારે તો ઠીક.

મુખ્ય ન્યાયાધિશ.—મહારાજ, આ ચારૂમતી આપના ભાયાત ગુણવંતરાયની પુત્રી છે. અને એમના ઉપર બેહેન વિષેનો અપરાધી મુકવામાં આવ્યો હતો તેનો હવે ખુલાસો થયો. જે લોકોયે પ્રથમ કપટ રચીને ગુણવંતરાયને માથે નાંખ્યું હતું તેઓની બધી વાત લખિત પુરાવા સહિત ઝલાઈ છે. (અશ્વારની ટુકડીના સુબેદાર સાથે આવેલી પત્રિકા આપેછે.)

બાલારાય.—(વાંચીને) ચારૂમતી, મેં તમને મારી બેહેન કહી તે પ્રમાણે તું મારી ખરી બેહેનજ નીકળી. ગુણવંતરાય નિર્દોષ ઠર્યા એથી પણ મને આનંદ થયો અને મારી બેહેનનો પત્તો લાગ્યો તેથી હું અતિ પ્રસન્ન થયો છું. મુખ્ય ન્યાયાધિશ હું તમને મારા મુખ્ય પ્રધાન ઠરાવુંછું. આજનેઆજ ચાંડાલ ચોકડીવાળાઓનો ન્યાય કરીને તેમને શિક્ષા કરો એટલે રાજ્યમાં ગડબડાટ થઈ ગયોછે તે સર્વે સમાધાનીપર આવે અને આવતી કાલે હું મારી સેના લઈને પ્રેમપુરી ચારૂમતી સાથે જઈશ, ત્યાં મારે ઘણું કરવાનું છે.

ત્યાં આકું અવળું થઈ જશે તો મહાસંતાપ થશે. પેલો ચાંડાલ મેધારિરાય જેણે મને અપરાધી ઠરાવવાને ખોટી સાક્ષી પૂરી છે તે પકડાયો છે કે નહિ?

મુખ્ય ન્યાયાધિશ.—તે હવણાં કેદમાં છે એ વાતનો કશો ઉંચો જીવ રાખશો નહિ.

બાલારાય.—હુ હવણાંથીજ સેનાની તૈયારી કરાવુંછું. ચાલો આપણે દરબારમાં. ( સર્વ જાયછે. )

## પ્રવેશ ૮ મો.

### સ્થલ, રાજમાર્ગ.

પેહેલો નાગરિક.—કેમ રામાનંદ જોયું ! આજે સત્ય કેવું તરી આવ્યું ?

બીજો નાગરિક.—હા, બાપુભટ્ટ, હું તો બધુ સાંભળીને દિગમૂઢ બની ગયો. પેલી બેહે બાકળી બની ગયેલી બાયડીનાથી બધો પત્તો લાગ્યો.

ત્રીજો નાગરિક.—શો પત્તો લાગ્યો.

બીજો નાગરિક.—આપણા રાજાજી શિકારે ગયા હતા ત્યાં કોઇ મહાપ્રતાપિ રજપૂતાણી ઘેલી બની ગયેલી નગરમાંથી નાશી ગઈ હશે તેની દાસીનો તેમને ભેટો થયો.

ચોથો નાગરિક.—વારૂ પછી, પછી.

બીજો નાગરિક.—તે દાસિયે કહ્યું કે મારી શેઠાણી ગુફામાં પેશી ગયાં છે.

પાંચમો નાગરિક.—આથમણી દિશાએ પેલા વડની ઘટા નીચે રાક્ષસની ગુફા કેહેવાયછે એ કે શું ?

પેહેલો નાગરિક.—હા, એજ.

ત્રીજો નાગરિક.—બાપુભટ્ટ, તમે છાના રેહો, રામનંદને કેહેવા દો.

બીજો નાગરિક.—પછી રાજાજી માંહ પેશીને ડોશીને બાહાર કાહાડી લાવ્યા ને તેની દૃષ્ટિ રાજાજી ઉપર પડતાં તે તો મારા કુંવર, મારા દીકરા એમ કહીને બહુ ગાંડાં કાહાડવા લાગી ને પાછી ફરીને ગફામાં પેશી ગઈ.

ચોથો નાગરિક.—આ તો બહુ આશ્ચર્યની વાત, વારૂ પછી?

બીજો નાગરિક.—દાસિયે પછી આપણા રાજાજીને કહ્યું કે તમારો રાજપોશાક અને અલંકાર જોઈને એમને ઘણી ઘેલછા આવેછે માટે તે ઉતારીને અંદર જાઓ.

ત્રીજો નાગરિક.—રાજાજીનું ઘરેણું એમ કરીને લઈ જવું તું કે શું?

બીજો નાગરિક.—ના, ના, એમ જણાયછે કે ગાંડી થઈ ગયેલી બાઈ કોઈ રાજવંશી છે.

પેહેલો નાગરિક.—રામાનંદ તમે વચ્ચે કેહેવાનું ભૂલી ગયા; ગાંડી બાઈ બાહાર આવી ને આપણા રાજાજિયે તેના સામું જોયું તો શુદ્ધબુદ્ધ પોતાની માતા જેવુંજ મોહો દીઠું.

ચોથો નાગરિક.—રાજમાતા તો એ રહ્યાં દરબારમાં.

બીજો નાગરિક.—સર્વે વૃત્તાન્ત ઉપરથી એમ જણાયછે કે આપણા રાજાજીને ને તેને કાંઈ સગપણ નીકળશે ખરૂં.

ત્રીજો નાગરિક.—એ તો ઠીક પણ પછી શું થયું?

બીજો નાગરિક.—રાજાજીને ગળે વાત ઉતરી એટલે એમણે પોતાનો પોશાક ઉતારીને ગાંસડી બાંધી ઘોડાને સામાને ભરવી, મંડીલ પણ કાઠડે લટકાવ્યું ને ઘરેણાં હતાં તે પેલી દાસીને આપ્યાં.

ચોથો નાગરિક.—દાસી ઘરેણાં લઈને નાશી ગઈ હશે નહિ વારૂ?

બીજો નાગરિક.—ના ના નાસે શું. રાજાનો ઘોડો ઝાલીને એ બાહાર ઉભી રહી. એટલામાં ઘોડો ભડકીને તેના હાથમાંથી નાઠો એટલે બિચારી દાસી તેની પછવાડે દોડી પણ કહીં પત્તો લાગ્યો નહિ તે ઘોડો આપણા પેલા ગુણવંતરાયની છોકરી ચારૂમતીના હાથમાં આવ્યો તે ઉપરથી તેને ચોર બનાવીને પેલા ભાયાતની તરફની ટોળીવાળાએ ફાંશી દેવરાવાની તાલમેલ કરી હતી.

ત્રીજો નાગરિક.—શિવ! શિવ! કેવો અન્યાય. એ ગુણવંતરાય અહીં હતા ત્યારે દરબારમાંથી આપણને બહુવાર દક્ષિણા મળતી હતી. એનું ડાહાપણ મંત્રીના કરતાં પણ સવાયું હતું. વારૂ પછી.

બીજો નાગરિક.—રાજાને ખોળવા નીકળેલા માણસોના હા-

થમાં પેલી દાસી ઘરેણાં સહિત પકડાઈ તેને મુખ્ય ન્યાયાધિશ પાસે લઈ જતાં બધી વાત ઉઘાડી પડી.

ત્રીજો નાગરિક.—પેહેલીવારનો ન્યાય બીજા ન્યાયાધિશ પાસે કરાવ્યો હતોને અને મુખ્ય ન્યાયાધિશ પાસે કેમ લઈ ગયા!

પેહેલો નાગરિક.—રીત પ્રમાણે મુખ્ય ન્યાયાધિશ પાસે ન્યાય કરાવવો જોઈયે પણ પેલા ચાંડાલ લોકોની કારીગરીથી ફેરફાર કર્યો હતો. બિચારા રામદાસના છોકરાનું માથું કાપી નાંખીને રામગરની વાડીના કૂવામાં નાંખ્યું ને ધડ રાજાનું ઠરાવ્યું. કેવા પાપી?

ત્રીજો નાગરિક.—શો ગજબ! એ વાત બધી ઝલાઈ કે?

પેહેલો નાગરિક.—હા. ને જાણ્યુંકની, ભાયાતને ગાદિયે બેસાર્યા પછી કદાપિ રાજાજી જો હાથ લાગે તો મારી નાંખવાને અસ્વારો વનમાં મૂક્યા હતા!

ચોથો નાગરિક.—પાકા ઠક. વારૂ ત્યારે વનમાંથી રાજાજી જીવતા શી રીતે આવ્યા?

પેહેલો નાગરિક.—પેલી દાસીને મુખ્ય ન્યાયાધિશ પાસે ભૂલથી લઈ ગયા એટલે તેમને મૂળમાં શક પડ્યો હતો ને રાજાજી ગુફામાં જીવતા છે, એમ કહ્યું એટલે છુપો તપાસ કરતાં બધી વાત ઝલાઈ આવી.

બીજો નાગરિક.—અને જાણ્યુંકની. મુખ્ય ન્યાયાધિશ પેલી દાસીને લઈને ગુફા આગળ ગયો ને રાજાજીને સ્ત્રીનો વેશ પેરાવીને લાવ્યો. કારણ રાજાને ઓળખે તો પેલી ચાંડાળ ટોળિયે મૂકેલા માણસો તેને મારી નાંખે!

ત્રીજો નાગરિક.—હા હવે ભેદ સમજાયો. ચારૂમતીને ફાંશી દેતાં રાજાજી, મુખ્ય ન્યાયાધિશ સાથે એ રસ્તે થઈને આવતા હતા તેમણે ફાંસીનું કામ અટકાવ્યું ને રાજાજીને જોઈને પેલી ચારૂમતી ચતુરી ચતુરી કેહેવા લાગી તેથી પછી રાજબેહેનનો પત્તો પણ લાગ્યો

પેહેલો નાગરિક.—હા. જુવોની ભાઈ. પરમેશ્વરે કેવો તાકડો આણ્યો! એક પાપીની મનકામના પૂર્ણ કરવા કેટલાં મનુષ્યોના પ્રાણનો ઘાત થાત.

ચોથો નાગરિક.—આટલું બધું કોણે કર્યું?

બીજો નાગરિક.—પેલા પાપી ભાયાતને ગાદી મળવા માટે પ્રધાન, ભીમજી, ને હરેક, બધાં ઘણાં વર્ષથી પ્રયત્ન કરતા હતા તેમણે; પણ તેમનો પાપનો ઘડો ભરાયો એટલે સપડાઈ ગયા.

ત્રીજો નાગરિક.—તેમની વાત શી રીતે ઝલાઈ?

પેહેલો નાગરિક.—બીજા ન્યાયાધિશની ખાનગી પેટીમાંથી પ્રધાનની ચિઠ્ઠી નીકળી તથા બીજા લેખ પકડાયા, તેમજ પ્રધાન તથા ભીમજીને ભાયાતે લખી આપેલા લેખ પણ ઝલાયા ને જે સાક્ષિયોને પૈસા આપીને ખોટું બોલાવ્યું હતું તેઓએ સાચી વાત કહી દીધી.

ચોથો નાગરિક.—ત્યારે તો એ બધાંને દેહાંતદંડની શિક્ષા કર્યાની વાત ચાલી છે તે ખરી હશે.

બીજો નાગરિક.—હા, આજે સાંજે તેમને ફાંશી દેશે.

ચોથો નાગરિક.—પણ કેહેછે ને ભાયાતની પાસે એક પાળી રહી ગઈ હતી તેવતે તેણે કેદમાં પોતાનું ગળું કાપી નાંખ્યું?

ત્રીજો નાગરિક.—હા, મેં પણ એમજ સાંભળ્યું છે.

પેહેલો નાગરિક.—ફાંશિયે લટકવું નહિ ગમ્યું હોય ત્યારે એમ કર્યું. ભાગ્યમાં રાજ્ય નહિ ને રાજ્ય જોયતું હતું!

પાંચમો નાગરિક.—ત્યારે આટલી બધી સેનાને તૈયાર કરીને રાજા ક્યાં મોકલેછે? કોઈ દેશ જીતવા જાયછે?

બીજો નાગરિક.—પોતાની બેહેનનો પત્તો લાગ્યો છે અને એમ સાંભળવામૂાં આવ્યુંછે કે પ્રેમપુરીમાં તેને ત્યાંના રાજાએ કેદમાં પૂરીછે તેને છોડાવા જાયછે. અરે આ બધા લોક ક્યાં ચાલ્યા?

પેહેલો નાગરિક.—જુવો પેલો બાંધેલો પ્રધાન, ભીમજી ને બીજો ન્યાયાધિશ એ ઈત્યાદિને ફાંશી દેવા લઈ જાયછે. ચાલો આપણે જઇયે.

(સર્વે જાયછે.)

## અંક ૫ મો.

### પ્રવેશ ૧ લો.

સ્થલ, રાજકુળદેવીનું દેવલ.

પૂજારી અને પૂજારણ.

પૂજારી.—આ નવરાત્રીના દિવસ, તેમાં વળી આજ તો આઠમ્ એટલે નગરીની સ્ત્રિયોનાં ટોળે ટોળાં આવીને ગરબા ગાશે ને રાણી સાહેબ તો હજી લગણ માતાનાં દર્શન કરવાને પણ પધાર્યાં નહિ. અલી, તું કેહેતી હતી ને જે આજે તો એ ખચીત આવશે.

પૂજારણ.—આજે એ આવ્યા વિના રેહે નહિ. પણ હવનની પૂર્ણાહુતી આપવાનો સમય થયો ને રાજાજી કેમ નહિ પધાર્યા ?

પૂજારી.—પેલા પ્રેમરાય ઇત્યાદિને કારાગૃહમાં પૂરીને કાયસ્થે પોતાની ઇચ્છા પૂર્ણ કરવાના હેતુથી નગરીમાં કેર વર્ત્તાવી દીધો છે તેથી આખી પ્રજાનાં મન ઉશ્કેરાયાં છે, અને પ્રગણામાંના લોકોને ટોળે કરવાને ચારે દિશાએ માણસો નીકળી પડ્યાં છે એમ વાતો થાયછે તે કદાપિ એમના સમજવામાં આવ્યું હોય તો કોણ જાણે.

પૂજારણ.—કુકર્મનું ફળ સારૂં થાય નહિ. રાણીસાહેબ ઘણાં સમજુંછે એ તમે જાણો છો. એ તો રાજાજીને ઘણું એ સમજાવેછે પણ પેલો કાયસ્થ તરત મન ફેરવી દે છે, એક હુંછી ઘોડો આખી પાયગાને નડે.

પૂજારી.—અલી તું જાણેછે? પાપ બોલે નહિ પણ બોળે. વાતો સાંભળિયે છિયે એ પ્રમાણે તો આજ કે પછી દસરાએ રાજ પાટલો થયા વિના રેહે નહિ. જાગતી જોગમાયા કેટલું સહન કરે.

પૂજારણ.—સારા એટલા ખોટા, અને ખોટા એટલા સારા એવું જ્યાં થયું, ત્યાં રાજ્યનું બંધારણ બરાબર ચાલે નહિ.

પૂજારી.—લુચ્ચો કાયસ્થ જાણેછે કે સારાં માણસ રાજાને પડખે ચડશે તો આપણાં ધીકળાં થવાનાં નથી. તેથી સારાં મનુષ્યનાં તો મૂળજ કાપતો ફરેછે.

પૂજારણ.—એથી રાજ્યનો બિગાડ થાયછે એમ એના વિચારમાં નહિ આવતું હોય ?

પૂજારી.—આપમતલબિયા લોકોને પોતાના સ્વાર્થ આગળ કશું સૂઝતું નથી ?

પૂજારણ.—જાણે તો ખરા પણ પરવડે નહિ એટલે પોતાનો સ્વાર્થ સરે એવાજ ઉપાય કરે.

પૂજારી.—હવે આપણે કોઈની વાટ જોવાની જરૂર નથી. આખા ગામમાં ઉડ્યું છે તો રાજાને કાંને વાત ગયા વિના રહિ નહિ હોય માટે એમાંથી કોઈ પણ આજે આવશે નહિ.

પૂજારણ.—બહુ સારૂં, ત્યારે તમે તમારો હવન ચલાવો હું ગરબા ગાવામાં સામેલ થાઊછું.

(એક બાજુંએ હવન થાયછે, અને બીજી બાજુએ ગરબા ગવાયછે.)

## પ્રવેશ ૨ જો.

સ્થલ, પ્રેમપુરીમાં દરબાર.

ઢોલારાય અને કાયસ્થ.

ઢોલારાય.—કાયસ્થ! મને કહિ સંતાડી દે. કોઈ દેખે નહિ, અરે કોઈ મને ઝાલે નહિ, મને મારે નહિ એવે ઠેકાણે સંતાડી દે.

કાયસ્થ.—મને તો મારા જીવની પડી છે. હુંજ સોતાનું શોધુછું પણ સંતાઉં ક્યાં ? કહિક નાશી જઈયે પણ નાસવાનો લાગ નથી. આખો દરબાર ઘેરી લીધો છે.

ઢોલારાય.—પણ ગઢ ઘેરનાર છે કોણ એ તો કહે.

કાયસ્થ.—મને કશી ખબર પડતી નથી. ગુણવંતરાય, માનસિંહ પ્રેમરાય અને પ્રતાપરાયને તો ભોંયરામાં પૂરી નાંખ્યા છે.

ઢોલારાય.—માટી ખૂબ નંખાવ્યાનું તું કેહેતો હતો એટલે એમનામાંથી કોઈ નીકળ્યું હોય એમ મને લાગતું નથી. પછી કોણજાણે પેલો પ્રેમરાય—જાદુખોરિયો—નાઠો હોય તો એનાથી લોક ઉસ્કેરાય એવા છે. અને આપણી સેનાં પણ એના ભણી થઈ જાય એવી છે. એનામાં ઉડણવિદ્યા તો નહિં હોય ?

કાયસ્થ.—અરે એ તો ક્યાંય ચગદાઈને છુંદાઈ મરી ગયો હશે. તમને ભલાં એનાં શમણાં આવેછે. મરવાનું આવ્યું ને શત્રુને શું સંભારોછો. મારી તો બુદ્ધિ ચાલતી નથી. તમે ઘણા દિવસથી દરબારમાં રેહોછો તેથી જાણતા હો તો નાસવાનો રસ્તો શોધી કાહાડોને?

ઢોલારાય.—જ્યાં આખો દરબાર ગઢ ઘેર્યો છે ત્યાં પછી શો ઉપાય ચાલે? પણ મારી રાણિયોની શી વલે થશે.

કાયસ્થ.—તે બધાં મરશે, પણ આપણે આપણું રડોની.

ઢોલારાય.—કાયસ્થ, આવું બોલવું તને ઘટેછે? વેળા તો વિચાર.

કાયસ્થ.—આ વિચાર કરવાનીજ વેળા છે તો. બધા બાપ આવીને ઉપર પડશે ત્યારે જાણશો. રાણી રાણી કરી રહ્યા હતા તે લ્યો પેલાં રાણી આવે. પણ ઉતાવળથી કાંઈક રસ્તો શોધવો જોઈયે.

નેપથ્યમાં.—પેલો ચાંડાલ કાયસ્થ ક્યાં છે? મારો અને મારા કાકાનો ગ્રાસ જપ્ત કરનાર ચોર જો ઝલાયો તો એના ટુકડે ટુકડા કરી નાંખીશ.

કાયસ્થ.—ઓ મહારાજ મને ઝાલશે, મને મારશે. મને તમારી પછવાડે સંતાવા દ્યો. ( ધ્રુજેછે )

નેપથ્યમાં.—એના ઘરના કાકરે કાકરા કાહાડી નાંખ્યા ને એની બાયડિયે કહ્યું કે દરબારમાં ગયો છે. તો હવે મારા હાથમાં આવે એટલી વાર છે.

કાયસ્થ.—ઢોલારાય મને વચન આપો કે તને ઉગારીશ. ઓ મારા બાપ; મારી બાયડી છોકરાનું શું થયું હશે. મેં તમારે નામે લોકોના ઉપર, ત્રાસ, ઉપજાવ્યો તેનું આ મને ફળ માળ્યું.

ઢોલારાય.—આખી પ્રજા કોપે એવાં કર્મ કર્યાં છે તો હવે મને સારાની કાંઈ આશા રેહેતી નથી.

રાણી તથા એક ખવાસણ પ્રવેશ કરેછે.

રાણી.—મહારાજ, હવે ઉગરવાનો કશો ઉપાય નથી. આ ખવાસણને તજવીજ કરવા મેં મોકલી હતી તે બધું જોઈ આવી.

ઢોલારાય.—બોલ ખવાસણ આમાં આગેવાન કોણ છે?

ખવાશણ.—મહારાજ, પેલો પ્રેમરાય મોખરા ઉપર છે. આપણ સુભટવીરને કેદ કર્યો છે.

કાયસ્થ.—ચંડાળ પ્રેમરાય! શું પ્રેમરાય!

ઢોલારાય.—હું પેહેલેથી ધારતો હતો, પણ આ કાયસ્થ માનતો નોહોતો: અરે એનો પ્રતાપ મને એટલો લાગતો હતો કે મારાથી તો એના સામું જોવાતું નહિ.

રાણી.—આર્યપુત્ર! મેં પ્રથમથીજ આપને કહ્યું હતું કે ગુણવંતરાય પ્રધાન અને માનસિંહ સેનાપતિને ખશેડવા નહિ, પણ તે વાત આપને ગળે ઉતરી નહિ.

કાયસ્થ.—રાણીસાહેબ તમે શું બોલોછો. એમને ખશેડવાથી આમ થયું? બૈરાંના વિચારજ ટુંકા હોયને.

રાણી.—ખબરદાર! મારી સાથે એવી તોછડાઈ નહિ ચાલે. લોભિયા માણસની સલાહ માનવામાં પરિણામ સારો થાય નહિ. તમારા સરખાની સલાહ જ્યારથી મહારાજે માનવા માંડી ત્યારથી મેં ભવિષ્ય વર્ત્યું હતું કે આમાં વિનાશ છે.

ઢોલારાય.—ખરી વાત છે પ્રિયા, મેં તમારી સલાહ માની હોત તો આ વેળા આવત નહિ. તમે તો એ બેને નહિ ખશેડવાની સલાહ સાથે પ્રેમરાયને સીમાડાના રક્ષણહારની જગ્યાએ ઠરાવવાનું પણ સૂચવ્યું હતું.

રાણી.—તેનું કારણ એ હતું કે લોકોની પ્રીતિ એના ઉપર વધતી જતી હતી અને વળી શૂરવીર તેથી કપટપુરીના રાજાને પોહોંચી શકે એવો.

ઢોલારાય.—તમે એમ પણ કહ્યું હતું કે નગરના લોકોની નજર આગળથી એ વેગળો ખસશે તેથી લાભ છે અને વળી કપટપુરીના રાજાની સાથે સરહદ બાબત ટંટો ઉઠશે તેમાં કપાઈ ગયો તો ટાહાડે પાણિયે ખસ ગયા બરાબર થશે. મારે ગળે એ વાત ઉતરી હતી પણ આ કાયસ્થે ચક્ર ફેરવી દીધું.

કાયસ્થ.—ખોટું થાય તેટલું કાયસ્થે કર્યું. ઠીક શિરપાવ બંધાવોછો.

રાણી.—મને સમજાતું નથી કે તમે આ કાયસ્થના આટલા બધા ચોભીલા કોણ જાણે શાએ કારણથી થઈ ગયા છો. નાશનું કારણ માત્ર એનો લોભ છે.

કાયસ્થ.—કાયસ્થ ના હોત તો ઢોલારાય રાજા થયા હોત તે બતાવત. ને વળી તમારો બાપ કોઈ હલકા રજપૂતને ત્યાં વિવાહ કરવા ગયો હતો તે બંધ રખાવીને મેં તમારો વિવાહ ઢોલારાય સાથે કરાવીને રાજનાં પટરાણી ઠરાવ્યાં તેનો આ બદલો વાળતાં હશો નહિ વારૂ?

ઢોલારાય.—જે બન્યું તે નહિ બન્યું થનાર નથી. ખવાસણ! કેહે પ્રેમરાયની સાથે બીજું કોણ છે?

ખવાસણ.—નગરના અને પ્રગણાના સર્વ લોકો હથિયાર સજીને એની ઓથે આવ્યા છે.

ઢોલારાય.—ત્યારે આપણને ઘેરો ઘાલ્યો છે તે આપણી સેના નથી? મારી આખી પ્રજા મારી સામે ઉલટી છે?

ખવાસણ.—ના મહારાજ, આપણી સેના નથી આપણું તો એકે માણસ નથી કપટપુરીના રાજા ઉપર ચડાઈ કરવાને બાહાને આપણી સેનાને ત્યાં મોકલી દીધી છે એમ સુભટવીરનો ખવાસ મને કેહેતો હતો. અને ઘેરો ઘાલ્યો છે તે તો રૈયત છે.

ઢોલારાય.—સુભટવીરને કેદ કર્યો છે ત્યારે સેનાપતિ થઈને કોણ ગયું છે?

ખવાસણ.—માનસિંહનો દીકરો પ્રતાપરાય.

કાયસ્થ.—હેં! એ પણ જીવતો છે?

ખવાસણ.—હા.

ઢોલારાય.—કાયસ્થ તું તો કેહેતો હતો ને કે ગુણવંતરાય, માનસિંહ સર્વેને કારાગૃહમાં ડાટી દીધા છે.

ખવાસણ.—મહારાજ ગુણવંતરાય પણ પ્રેમરાયને જમણે પડખે દરબારગઢ આગળ છે.

કાયસ્થ.—ઓ મારા બાપ! મારી હવે શી વલે થશે?

ઢોલારાય.—હવે તો માર્યા ગયા.

ખવાસણ.—એમ વાત ચાલી છે કે કારાગૃહના ભોંયરામાંથી બધા નીકળ્યા છે. શી રીતે તે કોઈના જાણવામાં નથી.

રાણી.—હવે હદ આવી રહી. આર્યપુત્ર! તમે શું કરવાને ગભરાઓછો, તમે ડરો નહિ, પરમેશ્વરે ધાર્યું હશે તે થશે. ચાલો આપણે નાસો. નીસરણીનીચેના ભંડારમાં સંતાઈ પેશિયે. બધા દરબારમાં પેશી આવશે એટલે જો લાગ મળશે તો ત્યાંથી બાહાર નીકળી જવાને ઠીક પડશે.

કાયસ્થ.—હા ચાલો, આપણે ત્યાં સંતાઈ જઈયે.

રાણી.—અમારાં કુટુંબનાં માણસોનો ત્યાં સમાસ થઈ શકે એવો નથી, તેનું કેમ કરવું?

ખવાસણ.—રાણીસાહેબ, બાહારથી અંદર આવે તેને આવવા દે છે અને અંદરથી કોઈને બાહાર નીકળવા દેતા નથી. મોખરે પ્રેમરાય અને ગુણવંતરાય છે. મારે આવવું હતું તે મને પ્રેમરાયે નમનતાઈથી પૂછ્યું કે બાઈ તમે કોણ છો? ત્યારે મેં કહ્યું કે હું દરબારની ખવાસણ છું એટલે મને કહ્યું કે સુખેથી જાઓ. લોકો મને મારવા આવતા હતા તેમને અટકાવ્યા. એવો એ દયાળુ તો છે.

કાયસ્થ.—એવો એ દયાળુ મુવો છે તો મારા ઉપર દયા લાવીને મને મારે નહિં તો સારૂ. અરે હું એને પગે પડીશ, એને કરગરીશ, એના કાલાવાલા કરીશ. પણ હું તો આ ચાલ્યો સંતાવાને અરે! પણ આ દાસ ગભરાતો આવેછે, પૂછો એને; અલા! શું છે? પ્રેમરાય દરબારમાં આવ્યો?

દાસ.—મહારાજ, પ્રેમરાય એક ધાડું લઈને અંદર દાખલ થયો છે, ને તે તમને ખોળેછે. હું વચલું બારણું દેતો આવ્યો છું તેથી અહી અવાશે નહિ.

ઢોલારાય.—અરે! પણ આવડા ધબકારા શાના થાયછે? મને લાગેછે કે એ બારણું તોડેછે, જો સાંભળ.

કાયસ્થ.—(કાંપતા) અરે ભાઈ, મને કહિંક સંતાડો. હું ઉગરૂં તેમ કરો. હું મારાં બાયડી છોકરાંને એકનો એક છું.

શેણી.—મને સમજાતું નથી કે તમે આ કાયસ્થના આટલા બધા ચોળીલા કોણ જાણે શાએ કારણથી થઈ ગયા છો. નાશનું કારણ માત્ર એનો લોભ છે.

કાયસ્થ.—કાયસ્થ ના હોત તો ઢોલારાય-રાજા થયા હોત તે બતાવત. ને વળી તમારો બાપ કોઈ હલકા રજપૂતને ત્યાં વિવાહ કરવા ગયો હતો તે બધ રખાવીને મેં તમારો વિવાહ ઢોલારાય સાથે કરાવીને રાજનાં પટરાણી ઠરાવ્યાં તેનો આ બદલો વાળતાં હશો, નહિ વારૂ ?

ઢોલારાય.—જે બન્યું તે નહિ બન્યું થનાર નથી ખવાસણ! કેહે પ્રેમરાયની સાથે બીજું કોણ છે ?

ખવાસણ.—નગરના અને પ્રગણાના સર્વે લોકો હથિયાર સજીને એની ઓથે આવ્યા છે.

ઢોલારાય.—ત્યારે આપણને ઘેરો ઘાલ્યો છે તે આપણી સેના નથી ? મારી આખી પ્રજા મારી સામે ઉલટી છે ?

ખવાસણ.—ના મહારાજ, આપણી સેના નથી આપણું તો એકે માણસ નથી કપટપુરીના રાજા ઉપર ચડાઈ કરવાને બાહાને આપણી સેનાને ત્યાં મોકલી દીધી છે એમ સુભટવીરનો ખવાસ મને કેહેતો હતો. અને ઘેરો ઘાલ્યો છે તે તો રૈયત છે.

ઢોલારાય.—સુભટવીરને કેદ કર્યો છે ત્યારે સેનાપતિ થઈને કોણ ગયું છે ?

ખવાસણ.—માનસિંહનો દીકરો પ્રતાપરાય.

કાયસ્થ.—હેં ! એ પણ જીવતો છે ?

ખવાસણ.—હા.

ઢોલારાય.—કાયસ્થ તું તો કેહેતો હતો ને કે ........ ..નસિંહ સર્વેને કારાગૃહમાં ડાટી દીધા છે.

ખવાસણ.—મહારાજ ગુણવંતરાય પણ પ્રેમરાયને જમણે પડખે દરબારગઢ આગળ છે.

કાયસ્થ.—ઓ મારા બાપ! મારી હવે શી વલે થશે ?

ઢોલારાય.—હવે તો માર્યા ગયા.

ખવાસણ.—એમ વાત ચાલી છે કે કારાગૃહના ભોંયરામાંથી બધ નીકળ્યા છે. શી રીતે તે કોઈના જાણવામાં નથી.

રાણી.—હવે હદ આવી રહી. આર્યપુત્ર! તમે શું કરવાને ધભરાઓછો, તમે ડરો નહિ, પરમેશ્વરે ધાર્યું હશે તે થશે. ચાલો આપણે નાસો. નીસરણીનીચેના ભંડારમાં સંતાઈ પેશિયે. બધા દરબારમાં ધશી આવશે એટલે જો લાગ મળશે તો ત્યાંથી બાહાર નીકળી જવાને ઠીક પડશે.

કાયસ્થ.—હા ચાલો, આપણે ત્યાં સંતાઈ જઈયે.

રાણી.—અમારાં કુટુંબનાં માણસોનો ત્યાં સમાસ થઈ શકે એવો નથી, તેનું કેમ કરવું?

ખવાસણ.—રાણીસાહેબ, બાહારથી અંદર આવે તેને આવવા દે છે અને અંદરથી કોઈને બાહાર નીકળવા દેતા નથી. મોખરે પ્રેમરાય અને ગુણવંતરાય છે. મારે આવવું હતું તે મને પ્રેમરાયે નમનતાઈથી પૂછયું કે બાઈ તમે કોણ છો? ત્યારે મેં કહ્યું કે હું દરબારની ખવાસણ છું એટલે મને કહ્યું કે સુખેથી જાઓ. લોકો મને મારવા આવતા હતા તેમને અટકાવ્યા. એવો એ દયાળુ તો છે.

કાયસ્થ.—એવો એ દયાળુ મુવો છે તો મારા ઉપર દયા લાવીને મને મારે નહિ તો સારૂ. અરે હું એને પગે પડીશ, એને કરગરીશ, એના કાલાવાલા કરીશ. પણ હું તો આ ચાલ્યો સંતાવાને અરે! પણ આ દાસ ગભરાતો આવેછે, પૂછો એને; અલા! શું છે? પ્રેમરાય દરબારમાં આવ્યો?

દાસ.—મહારાજ, પ્રેમરાય એક ધાડું લઈને અંદર દાખલ થયો છે, ને તે તમને ખોળેછે. હું વચલું બારણું દેતો આવ્યો છું તેથી અહીં અવાશે નહિ.

ઢોલારાય.—અરે! પણ આવડા ધબકારા શાના થાયછે? મને લાગેછે કે એ બારણું તોડેછે, જો સાંભળ.

કાયસ્થ.—(કાંપતો) અરે ભાઈ, મને કહિંક સંતાડો. હું ઉગરૂં તેમ કરો, હું મારાં બાયડી છોકરાંને એકનો એક છું.

રાણી.—આર્યપુત્ર! બનવાનું તે બન્યું હવે ગભરાયો નહિ. આ એ આવી પોહોંચ્યો.

કાયસ્થ.— ઓ બાપજી, ભાઈશાબ મને જતો મુક. ઓ પ્રેમરાય હું તારે પગે પડુંછું. હું તારો ગુલામ છું. હું તારો લુંડો છું. હું તારો ચાકર છું. મને છોડ. હું તને હાથ જોડીને હજાર વાર પગે લાગુંછું. મને જવાદે. આ માણસ આંખો કાહાડી રહ્યો છે તે મને મારી નાંખશે.

એક નાગરિક.—ના પ્રેમરાય, એનું સાંભળશો નહિ. એ ચાંડાળે મારી બેહેનની આબરૂ લેવાને તકાસ્યું હતું માટે હુંજ એને પૂરો કરીશ. (બાંધેછે.)

કાયસ્થ.—ઓ બાપજી હું ભૂલ્યો મેં ઝખ મારી. એ બધું હું ઢોલારાય માટે કરતો, મારે માટે નહિ. માટે મને જતો મુકો.

(સ્ત્રિયો વિના સર્વને ઝાલી લઈ જાયછે.)

## પ્રવેશ ૩ જો.

### સ્થલ, રાજ્યાસનાલય.

**પ્રેમરાય, માનસિંહ, ગુણવંતરાય અને નાગરિકો ઈ૦**

પ્રેમરાય.—ભલા નાગરિકો! એમ થાય નહિ. હું એક ગરીબ રજપૂતના પુત્ર આવડા બધા માનને યોગ્ય નથી.

પેહેલો નાગરિક.—મહારાજ! પ્રેમપુરીના મહાજને મળીને ઠરાવ કર્યો છે કે અમારે તો પ્રેમરાયને ગાદિયે બેસારવા છે. તેમનો નિશ્ચય ફરી શકે એમ નથી.

બીજો નાગરિક.—એક બાપ જેમ પોતાનાં છોરૂનું પાલણ પોષણ અને રક્ષણ કરે તેમ પ્રજાનું રક્ષણ કરે તે રાજા; મૂર્ખ ઢોલારાયે, કાયસ્થે અને તેમની ટોળીના માણસોએ પ્રજાની સ્ત્રિયોની આબરૂ લેવામાં અને તેમનાં ઘરબાર લૂટી લેવામાં તથા તેમનાથી બની શકે તેટલો જુલમ કરવામાં આઘું પાછું જોયું નથી.

ત્રીજો નાગરિક.—પ્રજાને જે રાજી રાખે તે રાજા.

પ્રેમરાય.—ગુણવંતરાય! તમે લોકોને સમજાવો કે ઢોલારાયને

કાયસ્થની સલાહ હતી પણ હવે તેને યોગ્ય શિક્ષા થશે અને ઢોલારાય પાસે અમે બધા રહીશું એટલે એમને ફરીને ગાદીપતિ કરવાને હરકત નથી.

ચોથો નાગરિક.—પ્રેમરાયજી! તમે વચ્ચે પડ્યા હોત નહિ તો એ ઢોલારાયના ટુકડે ટુકડા મેં મારે હાથે કરી નાંખ્યા હોત. એ ચંડાલે મારી બેહેનની આબરૂ લેવાને તકારવું હતું તે હું ભૂલી ગયો નથી.

શિવપુરી ઈત્યાદિના મુખિયો પ્રવેશ કરેછે.

શિવપુરીનોમુખી.—અમારા દેવસ્થાન ધર્માદાના હક એણે ડુબાવ્યા છે, અને અમારી નકરી ભોંય ઉપર કર બેસાર્યો છે, ને વળી તે અમારી છાતી ઉપર લાકડાં મૂકીને વસુલ કર્યો છે માટે બતાવો અમને ઢોલો અને કાયસ્થ કે અમે તેમનું કાટલું કરિયે.

પ્રેમરાય.—ભલા માણસો તમે આમ કરો નહિ. જો તમારી સર્વેની એમ ઈચ્છા છે તો રાજકુળમાંથી ઢોલારાયનો પાસેનો સગો હોય તેને ગાદિયે બેસારિયે.

દક્ષિણ પ્રાન્તનો મુખી.—મહારાજ! એ બધી વાત જવા દો. શૂરવીરપણું, અને બુદ્ધિબળ સર્વત્ર વર્ત્તેછે. ઢોલારાયના ભાઈ પ્રેમરાય ન્યાયી હતા તેમનીજ વેળામાં અમે સુખી હતા. ત્યાર પછી એક ઘડી પણ જંપીને બેઠા નથી. આપનું નામ પ્રેમરાય છે અને આપ બધે પ્રકારે અમારા પ્રેમરાય રાજાને મળતા આવોછો માટે અમારા તો તમે રાજા.

પશ્ચિમ પ્રાન્તનો મુખી.—મહારાજ! અમે તો બીજા કોઈને ગાદિયે બેસવા દઈશું નહિ.

પૂર્વ પ્રાન્તનો મુખી.—પ્રજાવાયકા આપના લાભમાં છે; અને આપની છાયા નીચે સુખ મળશે એવી સર્વે પ્રજાએ આશા રાખી છે તો સર્વેનો અભિપ્રાય ફેરવી શકાશે નહિ.

ગુણવંતરાય.—જ્યાં ત્યાં હું પણ એમજ સાંભળુંછું; માટે પ્રેમરાય, આપે એ વિષે આનાકાની કરવી નહિ.

માનસિંહ.—આખું રજપૂત મંડળ તો કહેછે કે જ્યાં સુધી પ્રે-

મરાય ગાદિયે બેસશે નહિ ત્યાં સુધી અમે ગાદીની અહરનિશ ચોકી કરશું. બીજા કોઈને ગાદિયે બેસવા દઈશું નહિ; માટે આપને ઘટેછે કે, પ્રજાની ઈચ્છા પ્રમાણે કરવું.

**પ્રેમરાય.**—તમે મારા મિત્રના પિતા થઈને આમ બોલોછો તે મારી વગ કરોછો એમ ગણાશે. મેં મારા સ્વાર્થને લીધે બંડ મચાવ્યું છે એમ વાત ચાલેલી મારા સાંભળવામાં આવી છે. માટે મને આખી પૃથ્વીનું રાજ્ય મળે તોપણ અપયશ હું વોહોરી લેનાર નથી.

**ગુણવંતરાય.**—સામી ટોળીવાળાંમાંથી કોઈનું એ કેહેવું હશે તે ઉપર આપે લક્ષ આપવું જોઈયે નહિ. પ્રજાપ્રવાહને આપનાથી અટકાવી શકાશે નહિ.

**પ્રેમરાય,**—પ્રતાપરાયને આવવા દ્યો. પછી આપણે નિશ્ચય કરીશું. મારૂં ચિત્ત હજુણાં સ્થિર નથી. મેધારીરાયના કપટકાર્યની એને શિક્ષા કર્યા વિના અને આપની પ્રિયપુત્રીનો પત્તો લાગ્યા વિના મારાથી આ વાત માન્ય રખાય નહિ. અરે આ કોણ આવેછે? શું મારા પરમ મિત્ર પ્રતાપરાય?

**પ્રતાપરાય પ્રવેશ કરેછે.** ( તેને ઉઠીને લેટછે. )

**પ્રતાપરાય,**—પ્રતાપી પ્રેમરાય! હાથ પગ બાંધીને મ્યાનામાં નાખેલો આ કપટપુરીનો રાજા છે. એણે આપણી સરહદ દબાવીને, તેમજ આસપાસનાં રાજ્યમાંથી ભોંય પચાવી પડીને પોતાનો ન્હાનો સરખો ગ્રાસ વધારીને મ્હોટું રાજ્ય એકઠું કર્યું છે. તેથી તેના પાપે છેવટે તેને ઘેરી લીધો છે.

**પ્રેમરાય.**—સાબાશ પ્રિયમિત્ર એવાને યોગ્ય શિક્ષા થઈ; પણ એમનો પુત્ર ક્યાં છે?

**કપટપુરીરાય.**—ઢોલારાય મહારાજ!

**પ્રતાપરાય.**—અરે ઢોલારાય કોને કોહોછો, એ તો પ્રેમરાય છે.

**કપટપુરીરાય.**—હું ભૂલ્યો. પ્રેમરાય મહારાજ હું આપને વંદન કરૂંછું. મારા મૂર્ખ છોકરા ઉપર આપને કટાક્ષ રાખવું જોઇયે નહિ. તેની ભાળ તો કહિં નથી લાગતી. એના કુકર્મની શિક્ષા મને થઈ ચૂકી, માટે હવે એની વાત કૃપા કરીને મનમાંથી કાહાડી નાખો.

છઠ્ઠો નાગરિક.—એ બધી વાત પછી. રાજ્યાભિષેક કરવાનું મુહુર્ત્ત આ વખતે ઘણું ચોખ્ખું છે. રાજ્યના જોશી પાસે ઘડી પણ મંડાવી રાખી છે માટે તે વિધિ ચલાવો.

પ્રતાપરાય.—હું આપણા રાજ્યમાં થઈને આવ્યો ત્યાં તો આપને રાજ્યાભિષેક થયો એવી વાયકા ચાલી રહી છે. અને સર્વે પ્રજા ઘણી પ્રસન્ન થઈ છે. આપને તેમના રાજા થયેલા જોવાને પ્રજાનાં ટોળેટોળાં ગામેગામ અને નગરેનગરથી આવેછે.

નેપથ્યમાં.—જય જય પ્રેમરાય મહારાજનો!

ગુણવંતરાય.—સાંભળ્યું? પંચવાયકા થઈ ચૂકી ને મુહુર્ત્ત જોવરાવીને લોકો પોતાની મેળે પ્રેમરાયને રાજ્યાભિષેક કરવાને આતુર થઈ રહ્યા છે તો તે વિધિ પરિપૂર્ણ કરવો જોઈયે.

માનસિંહ.—એમાં હવે વાર કરવી યોગ્ય નથી.

નેપથ્યમાં.—જય જય પ્રેમરાય મહારાજ! ચિરંજીવી! દીર્ઘાયુ! જય જય પ્રેમરાયનો, પ્રેમરાયનો જય.

પ્રતાપરાય.—બોલો પ્રેમરાયનો જય. (બધા પ્રેમરાયનો જય બોલેછે.)

પ્રેમરાય.—રાજ્યકારભારિયો, નાગરિકો અને દેશની પ્રજા! હું સર્વેનો આભાર માનુંછું; અને આવડો બધો સર્વેને મારા પ્રત્યે પ્રેમ છે તો હું સર્વેની ઈચ્છા માન્ય રાખીશ. પણ રાજ્યાભિષેકને માટે થોડી વાર કરવાની અગત્ય છે.

ગુણવંતરાય.—હું આપનો ભાવાર્થ સમજ્યો છું. મારી પુત્રી ચારૂમતી હું આપને આપી ચૂક્યો છું. ગુરૂજીને કોઈ તેડવા આવ્યું હતું તે ઉપરથી તે ખોળમાંજ રોકાયા છે. પરમેશ્વર કરશે તો સત્વર તેઓ આવી પોહોંચશે.

જોશી.—મહારાજ! ચારૂમતીદેવી આવશે ત્યારે રાજ્યાભિષેક વિધિ પરિપૂર્ણ કરીશું. પણ રાજતિલક અને ચારૂમતીને સ્થાને કળશ અથવા તેમની મૂર્તિની સ્થાપના કરીને કેટલોક વિધિ હવણાંજ કરવો જોઈયે.

માનસિંહ.—જોશી ખરી વાત કહેછે.

પ્રતાપરાય.—પ્રેમરાયના હાથનીજ ચીતરેલી ચારૂમતીની છબી મારી પાસે છે તે હું મંગાવુંછું.

**પ્રેમરાય.**—પ્રિયમિત્ર! હવણાં મારૂં હૃદય સુખ અને દુઃખની વચ્ચે હીંચોળા ખાયાં કરેછે. એવી સ્થિતિમાં રાજ્યાભિષેકની વાત જવાદ્યો. આગળ ઉપર થઈ પડશે.

અરે! પેલો ધાભરો બની ગયેલો કોણ આવેછે? શું હેરક?

**હેરક.**—(પ્રવેશ કરીને) મહારાજ પ્રેમરાય! નગરથી ચાર ગાઉ ઉપર મ્હોટી સેના આવીને પડી છે. તે કોની છે એ વાત જાણવામાં આવી નથી, પણ ઢાળો કર્‌યા પછી આપણા નગર ઉપર આવશે એમ જણાયછે.

**પ્રેમરાય.**—ગમે તે હો, મિત્ર કે શત્રુ, આપણે પૂર્ણ તત્પર થઈ રેહેવું. પ્રતાપરાય! તમે કપટપુરી જીતી આવ્યા તે ઉપરથી જણાયછે કે આપણી રાજસેના પ્રજાલાભના પક્ષમાં છે, નહિ વારૂ?

**પ્રતાપરાય.**—એવિષે કાંઈ શંકા આણવા જેવું છેજ નહિ.

**પ્રેમરાય.**—ઠીક છે ત્યારે. ચાલો સર્વે શૂરા લોકો આપણે કિલ્લા બાહાર પડાવ નાંખિયે. ગુણવંતરાય, માનસિંહ, પ્રતાપરાય તમે આપણી સેના લઈને ત્યાં આવો.

## પ્રવેશ ૪ થો.

**સ્થલ,** નગરની બાહારના તલાવની પાળ.

**પ્રેમરાય અને પ્રતાપરાય.**

**પ્રેમરાય.**—પ્રિયમિત્ર, ત્યારે તમને ચારૂમતીની ભાળ કહિં લાગી નહિ.

**પ્રતાપરાય.**—ના જી. મેં ધણો શોધ કરાવ્યો.

**પ્રેમરાય.**—મારા અંતરાત્મામાં બહુ ત્રાસ પડી પરિતાપ થતો નથી તેથી વેહેલી માંડીપણ મારી પ્રિયા મને મળશે; તોપણ એ સુખી હશે કે દુઃખી, ભૂખી હશે કે તરશી, મેધારિયે એની કેવી સ્થિતિ કરી હશે એવિષેના વિચાર અહરનિશ થયાં કરેછે, તેથી મને જરા પણ ચૈન પડતું નથી.

**પ્રતાપરાય.**—મનનો ધર્મ છે તે થાય પણ મને લાગેછે કે તમારા જેવા શુદ્ધ અંતઃકરણના પુરૂષનો અંતરાત્મા લાભની સાક્ષી પૂરેછે તો આપણને હવે ચારૂમતી સત્વર મળશે.

પ્રેમરાય.—ભાઈ, આવેછે એ સેના મિત્રની છે કે શત્રુની એનો ખુલાસો થયા પછી જેમ કરવું ઘટિત તેમ કરીને આપણે ચારૂમતીના શોધને માટે નીકળી પડવું જોઈયે.

પ્રતાપરાય.—જેવી આપણને એમની કાળજી છે તેવીજ એમને આપણી હશે. માટે એ પણ આપણને આશ્રય મળે એવી પેરવીમાં હશે તેવામાં આપણે શોધ કરવા નીકળી પડીશું એટલે પત્તો લાગ્યાવિના રેહેશે નહિ.

પ્રેમરાય.—આવેછે એ સેના કદાપિ એ તો લઈ આવી નહિ હોય?

પ્રતાપરાય.—એમ પણ હોય. પણ વિશ્વાસ રખાય નહિ. હેરક હવે હવણાં આવશે. જુવો એ આવ્યો ખરો.

પ્રેમરાય.—એ ગભરાતો આવેછે તેથી મિત્રની નહિ પણ શત્રુની સેના છે.

હેરક.—(પ્રવેશ કરીને) મહારાજ, સેના હવે ચઢી આવેછે. સર્વેએ હથિયાર સજ્યાં છે અને લઢવાની તમામ તૈયારી કરેલી છે.

પ્રેમરાય.—ચિન્તા નહિ, આપણી સેના પણ તૈયાર છે. પ્રતાપરાય! આવો આપણે કમાનાકાર વ્યૂહમાં સેના ખડી કરિયે.

પ્રતાપરાય.—હા જી. એમ કરવાથી આપણે શત્રુની સેના એકદમ ઘેરી લઈ શકીશું. (તેમ કરવા જાયછે)

## પ્રવેશ ૫ મો.

### સ્થલ, ચોપાટી.

પ્રેમરાય, પ્રતાપરાય અને તેમની ભણીનર સુભટે, તથા પુરૂષનાં વેશમાં ચારૂમતી તથા બલ્લારાય અને તેના સુભટો ઈત્યાદિ.

પ્રેમરાય.—હું મોખરે રહુંછું, ભાઈ પ્રતાપરાય, તમે પણ મારે પડખે રેહેજો કે આપણી ઈચ્છા પ્રમાણે આપણા સુભટોને સૂચનાઓ કરવાની ઝડપ જળવાઈ શકાય.

પ્રતાપરાય.—હું પણ એમજ ઈચ્છુંછું.

પ્રેમરાય.—ધસો ખાપણ આગળ. (તેમ કરેછે)

બાલારાય.—ચારૂમતી! તમે પુરૂષના પોશાકમાં એક શૂરવીર યોદ્ધા જેવાં દેખાઓછો પણ કોમળ શરીર અને કોમળ મનની અબળાઓ સેનાને મોખરે જોઈયે નહિ. આપ પાછળ રેહો અને માહીતી આપવાને માટે મારે પડખે ઉદયસિંહને રેહેવા દો.

ચારૂમતી.—રાજાજી, સેનાને મોખરે રહીને અબળા જાતિએ ઘણે પ્રસંગે સબળાનું કામ સારી ભારે પરાક્રમ કરેલાં છે તે આપના જાણવા બાહાર નહિ હશે.

બાલારાય.—એ હું સારી પેઠ જાણુંછું. પણ તમારે આ પ્રમાણે એકદમ આગળ ધપવું જોખમ ભરેલું છે.

ચારૂમતી.—ત્યાંના સમાચાર જાણવા મારામાં અધિરાઈ એટલી બધી વધી ગઈ છે, કે હું ધારણ ધરી શકતી નથી. મારો પ્રેમરાય, મારાં માબાપ અને મારી ચતુરીની મારાથી અજાણી સ્થિતિ મને ધીર કેમ ધરવા દે?

બાલારાય.—એ તમારૂં કેહેવું યોગ્ય છે. મારી બેહેનને જોવાની આતુરતા મારા મનમાં પણ એટલીજ છે. માટે મારા મનનું ઉતાવળાપણું સત્વર પરિણામ આણવાને વધારે દૃઢ થાયછે.

ચારૂમતી.—એ આપના સ્વભાવને છાજતું છે. મારા મનની સ્થિતિનું વર્ણન જૂદા પ્રકારનું છે, તો પણ હું આપને પડખે રહીશ. ઉદયસિંહ મારી નજરે પડતા નથી તેથી એમ લાગેછે કે નગરના સમાચાર મેળવવામાં ગૂંથાયા હશે.

બાલારાય.—વારૂ ત્યારે ઠીક છે. રેહેજો મારી પડખે.

(સેના લઈ આગળ ધસેછે. તેમજ પ્રેમરાયની સેના પણ ધશી આવેછે, અને યુદ્ધ મચેછે.)

પ્રેમરાય.—પ્રતાપરાય, જોઈ ચાલાકી પેલા બે મોખરાના શૂર વીરોની? તેઓ કેવી ઝડપ અને હિંમત જણાવેછે? આપણી સેનામાં એમણે થોડું ભંગાણ પાડ્યું છે તોપણ એમના ઉપર પ્રેમભાવ ઉપજેછે.

પ્રતાપરાય.—શૂરવીરપણાનું એ એક ઉત્તમ લક્ષણ છે.

પ્રેમરાય.—સંભાળો પ્રતાપરાય, પેલો યોદ્ધો આપણાજ ઉપર ધશી આવતો જણાયછે.

**પ્રતાપરાય.**—મને પણ એમજ જણાયછે પણ તુમુલયુદ્ધમાં બરાબર દૃષ્ટિએ પડતું નથી.

**ચારૂમતી.**—નહિ બાલારાય, મને અટકાવો નહિ. એ યોદ્ધો આપણો પરાજય થાય એવો ત્રાસ વર્તાવેછે. માટે હવે ધસ્યા વિના સિદ્ધિ નથી.

**બાલારાય.**—ઠીક ત્યારે ચાલો આપણે આગળ ધસિયે: પણ સંભાળજો. જમણી બાજુનો યોદ્ધો ઘણો ગજબ કરેછે એના ઉપર હું ધસારો કરૂંછું તમે ડાબી પડખે છે તેના ઉપર ધસો.

**ચારૂમતી.**—એના હાથ હુંજ બંધ કરીશ. ડરો નહિ. ધસો. શૂરા યોદ્ધાઓ! આપણું પણ રાખો.

**પ્રેમરાય.**—સંભાળજો, પ્રતાપરાય, યોદ્ધાઓ જગ્યા બદલતા જણાયછે અને આપણા ઉપર સામટા તૂટી પડેછે.

**પ્રતાપરાય.**—ચિંતા નહિ. ધસો શૂરવીરો આપણી મીન હઠવા દ્યો નહિ. (એકદમ ધસારો કરેછે.)

**ચારૂમતી.**—અરે, બાલારાય પણ પેલા યોદ્ધા સાથે યુદ્ધમાં પડ્યા ને હું એકલી રહી તો!

**પ્રેમરાય.**—આ શસ્ત્રે મારા સૈનમાં તેં ભંગાણ પાડ્યું છે. લે લેતો જા. (ચારૂમતીના શસ્ત્ર ઉપર પ્રહાર કરેછે.)

**ચારૂમતી.**—(શસ્ત્રના આચકાથી નિરબલ થઈ જતાં) અરે! કોણે મારા ઉપર ઘા તાક્યો છે તો હું તે બચાવાને નીચી નમી જાઉં. (નીચે લાંય ઉપર પરેછે.)

**પ્રેમરાય.**—(તેના ઉપર ધશીને ચઢી બેસતાં) તેં મારી સૈનામાં ત્રાસ વર્ત્તાવ્યો છે નહિ વારૂ? લે ત્યારે તેનો બદલો લેતો જા. (કટાર તાકેછે.)

**ચારૂમતી.**—ઓ મારા પ્રાણપ્રિય પ્રેમરાય! તારો એક વાર પણ ભેટો થયો હોત—

**પ્રેમરાય.** (કટાર નાંખી દઈને) અરે, તું કોણ. પુરૂષના વેશમાં મારી પ્રિયા! મારી ચારૂમતી!

**ચારૂમતી.**—કોણ મારો પ્રિય પ્રેમરાય. ઓ મારા જિવનના [illegible]

નેપથ્યમાં.—"સામે આવેલી સેના મિત્રની છે માટે લડશો માં"

પ્રતાપરાય.—(સાંભળીને) શું એ ખરી વાત! હાંસ્તો. પણ પ્રેમરાયને ભેટયું છે એ કોણ?

બાલ.રાય.—એ ચારૂમતી કોને ભેટી છે?

પ્રતાપરાય.—એ પ્રેમરાય છે. આવો ભાઈ ત્યારે આપણે મિત્ર ઠર્યા. (બંનેજણ પ્રેમરાય પાસે જાયછે.)

પ્રેમરાય.—આ ઉપકારનો બદલો હું ક્યારે વાળીશ?

ચારૂમતી.—આપ આપનીના થાઓ એટલે બદલો વળ્યો, પણ ખરે! તમે તો સેનાપતિ થયા છો નહિ વારૂ?

પ્રેમરાય.—હા પ્રિયા, પણ તેમાં શું?

ચારૂમતી.—તેમાં શું? આવી ઠગાઈ! આવું ભોળપણ! ઠીક છે. ચતુરીને મળું પછી એની વાત છે.

પ્રેમરાય.—મેં શી ઠગાઈ કરી? ચતુરિયે શો વાંક કર્યો?

ચારૂમતી.—જવા દ્યો તમારી પંડિતાઈ. તે મારા આગળ નહિ ચાલે. છેવટે મારાજ પિતા તમને કેદ કરવાને મળ્યા.

પ્રેમરાય.—પ્રિયા, સમજવામાં કાંઈ ભૂલ છે અથવા તો પેલા દુષ્ટ મેધારિરાયે ખોટું ભરવ્યું છે.

ચારૂમતી.—હેં, મને એમ લાગ્યું હતું ખરૂં. ત્યારે મારા પિતા ક્યાં છે?

પ્રેમરાય.—મારી પ્રાણપ્રિયા. પેલા આવે પ્રધાનજી.

ચારૂમતી.—(તને લટીને) મારા પિતા, હું તમારી વાહાલી ચારૂમતી છું. મારાં માવજી ક્યાં?

ગુણવંતરાય.—તે ઘર આગળ કુશળ છે. તને આ પ્રમાણે કુશળ જોઈ મને અત્યાનંદ થયો.

ચારૂમતી.—આપ મારા ઉપર રોશે ભરાઓ એવું મેં કાંઈ કર્યું નથી તે વાત આપે મારા—પ્રેમરાયથી જાણી હશે.

ગુણવંતરાય.—હા દીકરી, એ વિષે તું ચિંતા કર માં.

ચતુરી પ્રવેશ કરેછે.

ચારૂમતી.—ઓ મારી પ્રિય ચતુરી (તને લટછ.) તારા હેતના

બદલામાં તારા રાજવંશી ભાઈનો મેળો કરૂંછું. (બાલારાયને બતાવેછે એટલે તે તેને ભેટેછે.)

બાલારાય.—કોણ ધશી આવેછે? આ મને ભેટી પડેછે એ કોણ?

ચતુરી.—તમારી વાહાલી પણ ચોરાયલી બેહેન.

બાલારાય.—શું મારી બેહેન! મારી વાહાલી ચતુરી! મારી ચોરાયલી ચતુરી!

ચારૂમતી.—મહારાજ! એજ આપનાં બેહેન.

પ્રતાપરાય.—ત્યારે શું આ યોદ્ધો મારી પ્રિયાનો ભાઈ. કેવી નવાઈ! કેવું આશ્ચર્ય!

ચારૂમતી.—હા જી. (એક બીજાને મેળવેછે.)

બાલારાય.—ચારૂમતી તમારા આ ઉપકારનો બદલો હું શો વાળું!

ચારૂમતી.—ભાઈ! બદલામાં આ મારા પિતાને કોહો કે તમે નિષ્કલંક છો.

ગુણવંતરાય.—દીકરી! એ કોણ?

બાલારાય.—તમે વૃદ્ધ છો માટે મારે પિતાને સ્થાનકે છો તેથી હું તમને નમન કરૂંછું. અને તમારી જન્મભૂમિના રાજા લેખે તમને કહુંછું કે મારા પિતાએ તમને જે વાંકમાટે દેશવટો દીધો હતો તેથી તમે મુક્ત છો.

ગુણવંતરાય.—જે રાજ્યકન્યા ચોર્યાનો મારા ઉપર અપરાધ મુકવામાં આવ્યો હતો તેજ આ ચતુરી અને તમે મારા રાજા. કેવું સાનંદાશ્ચર્ય.

બાલારાય.—તેની તમે સંભાળ રાખી માટે—

ગુણવંતરાય.—(વચ્ચે બોલી ઉઠેછે.) આપનાં બેહેનને જેણે પાળી પોષીને ઉછેર્યાં તે તો આ વિદ્યાધર ગુરૂ છે. (તેને મેળવેછે.)

ચતુરી.—હા મારા રાજવંશી ભાઈ એ મારા ધર્મના પિતા. મારા રક્ષક, મારા પોષક. ખરી ખાતરી તો હવણાંજ થઈ કે એ મારા ધર્મના પિતા છે અને આપણા રાજવંશી પિતાએ જેટલા લાડ અને ભાવથી તમને પાળા પોષ્યા હશે તે કરતાં ઓછા લાડ અને ભાવથી હું ઉ-

છરી નથી. અને આ મારી પ્રિય સખી—અરે વળી તું પુરૂષ ક્યાં બની ગઈ. આ મારી પ્રિય સખીનો આભાર મારા ઉપર ઓછો નથી.

બાલારાય.—વિદ્યાધર! તમે પણ મારા ધર્મના પિતા છો. મારી ચોરાયલી બેહેનને આ પ્રમાણે તમે પાળી પોષી અને તેના રાજકુળને કોઈ પણ પ્રકારનું લાંછન ચડે નહિ એ પ્રમાણે ઉછેરી તેથી તમને મારા પિતાની પદવિ આપીને હાલ હું સંતોષ માનુંછું. બદલાની વાત આવા પ્રસંગમાં કરતો નથી.

વિદ્યાધર.—પરમેશ્વરે મને જેમ મતિ સૂઝાડી તેમ મેં કર્યું છે. અને આ પ્રમાણે મારી ચતુરીને ઉત્સાહનું કારણ ઉત્પન્ન થયું તેથી મને જે સંતોષ પ્રાપ્ત થયો છે તે પરિપૂર્ણ બદલોજ છે.

પ્રેમરાય.—યોગ્ય છે. (ચારૂમતીને) પ્રિયા, હવે મને જંપ વળ્યો.

ચારૂમતી.—મારા પ્રાણ, તમારા સ્નેહના બદલામાં કાંઈ આપી શકાય એમ નથી પણ આપના પિતા—

પ્રેમરાય.—શું મારા પિતા! તે જીવતા છે? હું શું સાંભળુંછું.

ચારૂમતી.—તે જીવતા છે એટલુંજ નહિ પણ તમે તમારો પ્રેમ મને અર્પણ કર્યો તેના બદલામાં હું તમારા પિતાનો સ્વપ્નમાં થવો દુર્લભ એવો પ્રત્યક્ષ મેળો કરાવુંછું.

ઉદયસિંહ પ્રવેશ કરેછે.

પ્રેમરાય.—(સાનંદાશ્ચર્ય પામીને ઉદયસિંહને ભેટતાં.) નહિ નહિ. આ તો સ્વપ્ન છે. જે પિતાને સ્વર્ગવાસી થયેલા જાણ્યા હતા તેમનો મેળાપ અને મળવાને દુર્લભ એવી પ્રિયાનો ભેટો.

ઉદયસિંહ.—સ્વપ્ન નથી, પ્રેમરાય, એ ખરી વાત છે. અને એનો ભેદ હવે પછી તમે જાણશો ત્યારે ખરૂં છતાં પણ વધારે સ્વપ્ન જેવું જણાશે.

પ્રેમરાય.—પિતા! મારા પિતા! એ જાણવાની મને ઘણી આતુરતા છે.

વિદ્યાધર.—આપની સર્વ આતુરતા પૂર્ણ થશે. હવણાં ચાલો આપણે નગરમાં જઈયે. આજનો દિવસ આપનાં અને પ્રતાપરાયનાં લગ્ન ચારૂમતી અને ચતુરીની સાથે કરવાને ઘણો શુભ છે.

પ્રેમરાય.—ઉત્તમ છે; પણ તે પેહેલાં પિતાજીની આજ્ઞાથી હવે પેલું તાકું ઉઘાડી જોઈ મારી જિજ્ઞાસા તૃપ્ત કરવાને હું બહુ ઈચ્છુછું.

ઉદયસિંહ.—હા, પ્રેમરાય, તે જોવાને હવે તમે બધી રીતે યોગ્ય થયા છો માટે તમારી ઈચ્છા સત્વર પૂર્ણ થશે.

વિદ્યાધર.—લગ્ન થયા પછી રાજ્યાભિષેક કરવાનો છે અને આવી મ્હોટી ખુશાલીના બદલામાં સર્વેને આનંદ પમાડવાને માટે આપના ઘરના ચોકમાં રંગમંડપ રચાયો છે ત્યાં ખેલ થશે તે પ્રસંગે એ તાકા વિષેનો પણ ખુલાસો થશે. માટે ચાલો હવણાં આપણે સર્વે ત્યાં જઈયે. (જાયછે.)

## પ્રવેશ ૬ ઠ્ઠો.

સ્થલ, પ્રેમરાયના ઘરના ચોકમાં રંગમંડપ.

બાલારાય, પ્રેમરાય, ચારૂમતી, ગુણવંતરાય, મોહના,
પ્રતાપરાય, માનસિંહ, ઉદયસિંહ, વિદ્યાધર,
ચતુરી, કેદ પકડેલો ઢોલારાય, કપટપુરીરાય,
મેધારિરાય, કાયસ્થ, ઈત્યાદિ.

વિદ્યાધર.—પ્રેમરાય, રાજાજી, આ ખેલાડિયો ઘણા ચમત્કારિક છે, તેમણે એક નવો ખેલ રચ્યો છે. તે આ આનંદદાયક રાજ્યને ઘણો અનુસરતો છે માટે મારી તથા ઉદયસિંહની ગોઠવણ પ્રમાણે આ ઠેકાણે ફરી બતાવવામાં આવેછે.

ઉદયસિંહ.—આ ખેલ એવો ગુચવારા ભરેલો છે કે મારે તથા વિદ્યાધરને એમાં આશ્રય આપવો પડશે તેથી સભામાં નહિ બેસતાં અમે રંગમંડપમાં જઈશું પણ ખેલનો દેખાવ જોઈ સભામાંથી કોઈ કાંય ગડબડ કરે નહિ એવો બંદોબસ્ત રાખવો.

પ્રતાપરાય.—એ મારૂં કામ છે તમે સુખે જાઓ.

(તે જાયછે અને ખેલ શરૂ થાયછે.)

# અંતર નાટક.



## અંક ૧ લો.



### પ્રવેશ ૧ લો.

સ્થલ, દરબાર.

એક રાણી, અને તેની દાસી.

રાણી—દાસી, નવલ! આ કુંવરનું મુખ કેવું રળિયામણું જણાયછે! આંખો કેવી ચંચળ! નાક કેવું શોભાયમાન!

દાસી.—બા સાહેબ! આપ આપનાં પોતાનાં વખાણ પોતાને હાથે કરોછો.

રાણી.—એમ કેમ દાસી?

દાસી.—કુંવરનું મ્હો અને આપનું મ્હો છેકાછેક મળતું છે. આપની જેવી આંખો તેવીજ કુંવરની આંખો છે, આપનું જેવું નાક તેવુંજ કુંવરનું નાક છે.

રાણી.—હા, દાસી એ તો વાત ખરી.

દાસી.—તારે કોહો બા સાહેબ, કુંવરના મ્હોનાં વખાણ કરો તે આપ, આપના મ્હોનાં વખાણ કરોછો એમ કેહેવાય કે નહિ?

રાણી.—તું બોલવામાં ચતુર ગણાયછે એ વાત ખરી છે.

દાસી.—એ બધો પરતાપ આપનોજ છે.

રાણી.—કોઈ કોઈ પ્રસંગની તારી સલાહ પણ લક્ષમાં રાખવા જેવી હોયછે. રાજભાઈની ખટપટ વિષે તેં જ્યારથી મને સૂચના કરી છે ત્યારથી એ વિષેનો મારા મનમાં અજંપો રેહેછે. આજે મહારાજ હજી લગણ પધાર્યા નથી એનું કારણ શું હશે વારૂ?

દાસી.—જેકલી થોડી વાર ઉપર અહિ આવી હતી તે કહી ગઈ છે કે રાજાજી આજે મોડા પધારશે માટે બા સાહેબે વાટ જોવી નહિ.

**રાણી.**—પણ એ તો આજે અહિયાં વાળુ કરવાના છે.

**દાસી.**—તેથીજ કદાપિ એમ કાહાવ્યું હોય કે આપ રાહા જુવો નહિ.

**રાણી.**—ના, એમ હોય નહિ. પછી તો કોણ જાણે. જેક-લીની રીતભાત મને બદલાયલી જણાયછે.

**દાસી.**—અમે એક ધંધાનાં માણસ ઠર્યાં તેથી મારાથી વારે વારે આપને કેહેવાતું નથી. કેમકે આપ એમ ધારો કે એનું ચલણ હારૂં છે તેથી અદેખાઇને લીધે એ કેહેતી હશે.

**રાણી.**—તેં જે દિવસથી એને વિષે સૂચના કરી છે તે દિવસથી એની વર્ત્તણૂક હું બારીકીથી તપાસતી રહુંછું તેથી મને તારૂં કેહેવું ખરૂં જણાયછે.

**દાસી.**—રાજભાઇને ત્યાં એની માસી રેહેછે તે આપ ક્યાં જા-ણતાં નથી?

**રાણી.**—હું જાણુંછું, પણ પ્રથમ રાજભાઈ ઉપર આપણને ક્યાં શક હતો: મેં એક વાર મહારાજને વિનવ્યા કે આપના ભા-ઇનો આપ અતિશય વિશ્વાસ કરોછો તે ઠીક નહિ ત્યારે તેમણે મારૂં કેહેવું હશી કાહાડ્યું. પણ એમ કરવા જેવો સમય નથી.

**દાસી.**—રાજભાઇનામાં એવડું બધું મીઠું નથી પણ એમનો કારભારી ઘણો ખટપટી છે.

**રાણી.**—બધું મારા જાણવામાં છે. પણ હું શું કરી શકું. કોણ આવેછે? શું જેકલી? હા, એજ.

**જેકલી.**—(પ્રવેશ કરીને) બા સાહેબ. વાળુની વેળા વેઠી ગઇછે માટે આપ પધારો અને કુંવરને લાવો મારી પાહે હું હુઈ જવાના ઓયડામાં લેઈ જઇને પાયણામાં પોઢાડું.

**દાસી.**—બા સાહેબ હેંડો આપણે કુંવરને એક વાર પોઢાડીને પછી ભોજનશાળામાં જઇયે.

**જેકલી.**—જો વળી ડાયલી, મારૂં તો કહ્યુંજ કરવા દેતી નથી. વારૂં ઠીક છે. જેમ બા સાહેબની મરજી.

**રાણી.**—ચાલો શયનગૃહમાં જઇયે. (જાયછે.)

## પ્રવેશ ૨ જો.

સ્થલ, શયનગૃહ.

દેવો, તથા જગો.

દેવો.—અલ્યા જગા, ચાં છે જે કુંવર? પારણું તો આ સુ ખાલીખમ.

જગો.—રાણી ચાંક લેઈ જ્યાં હશે. પણ અલ્યા દેવા! તેં પેલી રાંડ જેકુલીને મોકલી છે તે ચ્યાં મરી જઈજે?

દેવો.—જો કે અલ્યા જગલા ડાચણી જેકલી ઓલી આવે. અને વળી કુંવરને લેઈને બીજી બે બાયડિયો પણ આંઈ આવેછે.

જગો.—દેવલા હેંડ આપણે પણ હંતાઈ જઈયે. છાંનું માનું ચોરવું ઠીક પડશે. (બન્ને સંતાઈ જાયછે)

**કુંવર સહિત રાણી, દાસી, નવલ, ને જેકલી પ્રવેશ કરેછે.**

રાણી.—(પારણા પાસે જઈને કુંવરને સૂવારતાં) અરે આ હું શું દેખુંછું! નવલ, દોડ ચોકીવાળાને બોલાવ, ઝટ કર. અહિયાં કોઈ ચોર છે.

નવલ.—(સકંપ) ઓ મારા બાપ! આ શો કોપ! (દોડેછે.)

જેકલી.—(તેને રોકતાં) રેહે મારી સૌંચ, ચ્યાં હેંડી.

દેવો.—એ તારાથી નહિ ઉભી રેહે. (નવળને ધકા મારી અદમોઈ કરેછે.)

રાણી.—(કુંવરને લઈ નાસેછે.)

જગો.—(તેને પકડીને) મૂચ આંમ એ છોરો. નેકર માથાનાં કપાશિયાજ કાઢી નાંછેશ.

રાણી.—(ગાભરી બની જઈને) ઓ ભલા માણસ! તું મારા કુંવરને લઈ જા નહિ. એ મારે એકનો એક છે. તારે જે જોઈયે તે હું તને આપું પણ મારો કુંવર મને પાછો આપ. લે આ મારો મોતીનો હાર અને બીજો આ એક હીરાનો.

જગો.—ખશ, વેગળી, અમારે હાર નથી જોયતા પણ આ કુંવરનો જીવ જોઈયે છે.

રાણી.—અરે ભલા માણસ! તું આ શું કેહેછે. જીવ જોયતો હોય તો મારો લે પણ મારા કુંવરને ઉગાર.

દેવો.—તારો જીવ હું લેશ. ને એનો જીવ જગલો લેશે. હેંડ. થા આગળ.

નવલ દાસી.—મારાં રાણી બેભાન થઈ ગયાં એ ભાઇયો પરમેશરને માટે તમે પાછા જાઓ.

દેવો.—રાંડ શંખણી આવ તું આઘી (તને કટાર મારેછે ને તે મૂર્છા ખાઈ પડેછે.)

રાણી.—અરે ત્રાહિ! ત્રાહિ! મારી દાસી, તારી આ દશા! ઓ ભાઈ, તું આવડો નમેરો કેમ થાયછે? તારે જે જોઇયે તે માગી લે પણ મારા કુંવરને પાછો આપ. (વળગવા જાયછે. તેને મારી હેઠે પાડેછે. જગો કુંવર લઈ નીચે ગાડી હતી તેમાં નાંખી લઈ જાયછે.)

દેવો.—અલી જેકલી, જાક નેચે ને બીજી ગાડી પાહે પેલો ભગલો ઉભો છે તેને બોલાવી આંણ. આ રાંડને ઉચકીને ગાડીમાં નાંખવી પડશે.

જેકલી.—હું આ હેંડી પણ મારી શોક્ય આ નવલી જો જરા હાલે તો પૂરી કરી નાંખજે. એ રાંડ મને રોજ બળાપો કરાવતી'તી. લે રાંડ હવે ભોગવ તારાં પાપ (તને લાત મારી નીચે ભગલાને બોલાવા જાયછે.)

રાણી.—કોણ–કોણ–કોના–બોલ; કોના બોલ મારે કાને પડ્યા. કોણ–રાંડ–બળાપો. ભોગવ પાપ. કોણ–કોણ. કુંવર આવ. મારા ન્હાનકડા લાડકા લે આ સોનાનો સિંહ આ કોયળ ને મોર. આવ આવ આવ, મારા કુંવર તું દોડતો આવ, હસતો આવ, રમતો આવ, જમતો આવ, રાજાજીને લેતો આવ, આવ આવ આવ.

ભગલો.—આ આયો, તારો છેડો આંણવાને. ઝાલકે અલ્યા દેવલા એનું માંથું તે હું ઝાલું પગ.

રાણી.—નવલ નવલ નવલ નવલ, કુંવર લાવ. આવ, લાવ એને લાવ ભાઇને લાવ. બાપુ મારો વે'લો લાવ, વે'લો લાવ, વે'લો લાવ, વે'લો લાવ.

દેવો.—મૂચ લવરી. થા હવળી.

## પ્રવેશ ૩ જો.

### સ્થલ, પુરાતન ગઢનો મેડો.

### રાણી અને જેકલી.

રાણી.—બેટા તને ખમા કરે. તું આવડો બધો કેમ રડેછે? છાનો, બાપુ છાનો. હું આ આવી. અરે ઓ દાસી! તું ક્યાંની થઈ ત્વાસી. શું મારી કરેછે હાંસી. તુંને આ ઘડી દઉ ફાંસી.

જેકલી.—મને શું કરવાને દો ફાંશી. દો તમારી નવલીને.

રાણી.—નવલ! ક્યાં છે નવલ? મારી નવલ, તું ક્યાં ગઈ? હું તને કેમ દેખતી નથી, પેખતી નથી. કેમ તું મને લેખતી નથી. આમ ધ્રરે નવલ, મારી અવલ નવલ, નવલ નવલ.

જેકલી.—જાઓ, નવલ ગઈ તાં. રાજભાઈનું નહિ માંનો તો નવલ પાહેજ મોકલવાનાં છે.

રાણી.—ભાઈ, હે ભાઈ, તેં કહ્યું ભાઈ! ક્યાં છે ભાઈ? અરે તે આવડો બધો રડેછે ને કેમ કોઈ સંભાળ લેતું નથી? જા દોડતી જા. લાવ્ ભાઈને મારી પાસે હું ધવરાવું. નહિકર રેહે ઉભી. ઉભી રેહે. તું જતી ના, હુંજ જાઉછું (ઓરડામાં કુંવરનું પારણું જોવા ધરી જાયછે અને તે દીઠું નહિ એટલે.) અરે આ શો કોપ. ભાઈનું પારણું તો દેખતી નથી ને એને હૈયાફાટ રડતો સાંભળુંછું. અરે ભાઈ તું ક્યાં છે? શું ભીંતે ચડી ગયો છે? પણ એક વાર તું છાનો રેહે, બાપુ છાનો રેહે. તારે જે જોઈયે તે કેહે. લે હું તને હાલા ગાઉ.

હાલોરે હાલો ભાઈને હીંચકો વા'લો
રમતાં ન ખાળો એને જોઈયે તે આલો
હાલોરે હાલો ભાઈને હીંચકો વા'લો

હ્યો વળી! આવા હાલા ગમ્યા નહિ કે શું? લે બીજા ગાઉ. મારા લાડકડા કુંવરજી પોઢો પારણે, તમને સોંપીશું રાજાજી કેરૂં રાજ્ય મોટા થાઓ વે'લા વે'લા રાજાજી થવા, પાળો પ્રિત્યેથી પ્રજાનાં કરી શુભ કાજ. મારા લાડકડા કુંવરજી પોઢો પારણે.

જેકલી.—તમે કોને હાલા ગાઓછો? જેને ગાઓછો તે તો ગયો.

રાણી.—અરે બાઈ, એ આવડો બધો રહેછે ને તું આમ શું બોલેછે. ભાઈ! બાપુ! તારૂં મહારૂદન સાંભળી મારી છાતી ફાટી જાયછે. તને કોઈ પક્ષી લઈને ઉડ્યું છે કે શું (પક્ષીની પાસેથી પડાવા જતી હોય તેમ ઓરડામાં ચારે ખુણે દોડમદોડ કરી મૂકેછે અને છત ભણી ઉંચુ જોઈને.) અરે કાળપક્ષી! તું મારા બાળકને છોડ. એને તેં ચાંચમાં કેમ ઝાલ્યો છે. અરે, તારી તીક્ષ્ણ ચાંચથી એને લોહી નીકળશે. ભાઈ છોડ! બાપા છોડ! અરે એ મરી જશે. એનો રાજવંશી કોમળ દેહ તારો ચંચપ્રહાર કેમ સહન કરી શકે? શું કેહેછે તું? તેં એમ કહ્યું કે એને હું રમાડુંછું. પણ ભાઈ! એક વાર એને ધવરાવીને રસ્ટો કરવા દે. પછી તું સુખે રમાડજે. શું તું મને ના કેહેછે? તારી મગદૂર શી? એક બાણે હું તુંને હવણાં નીચે પાડુંછું. લાવરે દાસી, ધનુષ્ય બાણ. પણ ચૂકથી કદાપિ મારા કુંવરના કુમળા શરીરમાં પેઠું તો પછી? નારે બાપ! એમ તો થાય નહિ. પણ રેહે, હું તુંને તળપીને પકડુંછું. (એમ કહી ક્રોધાવેશમાં છતના તખ્તાની ભણી એવી છલંગ મારી કે જે તકતામાં એના પુત્રની છબી હતી તેને આચટો વાગવાથી બંધ છૂટ્યો ને હાથમાં આવી એટલે નીચે પડી.) હાં, હવે તું કેવું ઝલાયું, ને ચાંચમાંથી ભાઈને છોડી દઈ ઝાડે જઈ બેઠું! બેટા તું ગભરાઈશમાં એ કાળ પક્ષી તો પેલું ઉડીને ઝાડે બેઠું. હવે તું નીરાંતે ધાવ. (છબીવાળા તકતાને સ્તન સરસો ચાંપીને ધવરાવતી હોય તેમ કરેછે.) મારા સામું જોઈને તું હુસકાં ભરેછે! બાપુ, તારૂં કરૂણામય મુખડું જોઈને મારૂં હૃદય ભરાઈ આવેછે. (રડે) લાવ હું તારાં આંસુ લોહી નાંખું. (આંસુ લોહોતી હોય તેમ કરી તેને ચુંબન કરેછે.) હા! હા! હા! બાપુ! હવે તુંને હસવું આવે છે કાં? ચાલ હવે હું ખુશી થઈ. આહા! તારૂં રળિયામણું મુખ કમળની પેઠે કેવું પ્રફુલ્લિત થયેલું દેખાયછે! પણ ભાઈ, તું જરા, ધાવી લઉં તો બહુ સારૂં. બાપ્યું ભાઈ તું તો ધાવતો નથી ને અમસ્યો પજવેછે. ચાલ હવે હું તને હાલામાં સૂવારૂં. અરે દાસી! આવ દોડતી, ભાઈને લે તો.

જેકલી.—(સ્વગત) એમની તો ખરેખરી આંખ્યો ફૂટી જણાયછે. હું પાહે ઉભી ઉભી એના ચાલા જોયાં કરૂછું ને હું વેગળે હોઉ એમ બૂમો પાડેછે. ખરે એની હવે ખરેખરી ડાગળી ખશી, પણ હેડ એની

પાહેથી તકતો લેઈ લેઉ, એટલે ગાંડાં કાઢતી રહી જાય. (આસન) બાઈ સાહેબ, હું આપની પાસે છું.

રાણી.—દાસી તું ઘણી અમર્યાદી થઈ ગઈ. કુંવરને કાંળપક્ષી લઈ ઉડી ગયો હતો તેથી તે રડીરડીને ભૂલી ગયો પણ તારૂં તો ઠે-કાણુંજ મળે નહિ. ના તે એવું નહિ ચાલે. લે આ કુંવરને; એ જરા ઉઘંટો થયો છે જા લઈ જઈને પારણામાં પોઢાડ. (તને તકતો આપેછે તે એક હાથવતી લેવા જાયછે એટલે) જો ખરૂં, તારૂં ભાન ખરી ગયું, છે? વસ્તુની પેઠે ભાઈને એક હાથે લેવાતો હશે?

જેકલી.—(મનમા) જણાયજ છે તો જે તમારૂં ખસ્યું છે કે મારૂં. (આસન) લાવો હવે બે હાથે લેઉછું.

રાણી.—જો દાસી, તને ખરૂં કહિયે છિયે ત્યારે તારૂં મ્હો ચઢેછે, પણ વારૂ, ભાઈની સંભાળ તું ના રાખે ત્યારે બીજું કોણ રાખે? તું ચીડાવા જેવું કરેછે ત્યારે મને તારા ઉપર રીસ ચઢેછે. પણ તું મારે મન અળખામણી નથી હો. વારૂં નવળ! આજે ભાઈ જરાય ધાવ્યો નહિ એનું શું કારણ? એને કોઈની નજર વાઈ હશે?

જેકલી.—(મનમાં) હૈયા ફૂટી મને હજી લગણ નવલ જાણેછે. છો જાણતી. (આસન) બા સાહેબ! તમે તો ગાંડાં થયાં છો. આ તે તકતો છે કે ભાઈ? આવાં છેક ગાંડાં શું કાઢોછો.

રાણી.—હે દાસી, એ ભાઈ નથી? હસતો કુંવર મારા સામું નિહાળીને જોઈ રહ્યો છે ને તું એમ કેમ બોલેછે?

જેકલી.—જાઓ જાઓ મારાં બાઈ, તમારી તો ડાગળી ખશી છે, બીજું કાંઈ થયું નથી. શું આ ભાઈ છે? ભાઈને તો ડાટ્રી દીધો છે. આ તો ભાઈની છબી તો છે. હાંભળો હું કાચ ઉપર ટકોરા મારૂંછું. (તેમ કરેછે.)

રાણી.—(જરાક જીવ ઠેકાણે આવ્યો એટલે) હેં એ તકતો છે? હા ખરી વાત. આ ચોકકું રહ્યું. પણ ભાઈને મેં જે લુગડાં પેહેરા-વ્યાં હતાં તેજ પેહેરેલાં છેની?

જેકલી.—એ તો છબીમાં તે પરમાંણે ચીતરેલાં છે જુવો આ બધો રંગ પૂર્યો છે ખરો?

રાણી.—દાસી હું ક્યાં છું? મારો કુંવર ક્યાં? મારા રાજા ક્યાં? મારા જિવનહાર ક્યાં?

જેકલી.—અરે એ બાઈ આ તો રાજભાઈની એકાંતની બેઠક છે. બધી વાતની હવે તમને ખબર પડશે.

રાણી.—મારો મેહેલ નોહોય? રાજભાઈ કોણ? રાજભાઈ, પેલો પાપી! કપટી, દુષ્ટ રાજભાઈ? તેની આ જગ્યા? હા ખરી વાત. અરે પરમેશ્વર આ શો બનાવ (કલ્પાન્ત કરી રહેછે. દાસી તકતો લઈને બીજા ખંડમાં જાયછે.)

જેકલી.—આટલી બધી વાર શી? રાજભાઈનો આવવાનો વાયદો વીતી જવા આવ્યો ને હજી લગણ કોઈ જણાતું નહિ; અરે હવે તો રાજભાઈ ના કેહેવાય. એ તો રાજાજી થયા. આહા! હવે મારૂં ચલણ કેવું થશે? મારૂં સુખ જોવાને નવળ બચે તો હારૂં કે જોઈ જોઈને બળે. (કાંઈક અવાજ કાને પડયો એટલે) કોણ? હા. એ તો એજ.

રાજભાઈ પ્રવેશ કરેછે.

રાજભાઈ.—અલી જેકલી! તેં રાણીને સમજાવી છે કે? એ મારી મરજી પ્રમાણે ચાલવા રાજી છે?

જેકલી.—એ તો ગાંડી થઈ ગઈ છે. એટલે મેં વાત કીધી નથી.

રાજભાઈ.—જા તું વાત કર તો ખરી હું સંતાઈ રહીને સાંભળુ છું અને છેવી વેળા તેમ વરતીશ. (બને રાણીવાળા ખંડમાં જાયછે.)

જેકલી.—બાઈ સાહેબ, તમે જાણોછો કે રાજાજી તો દેવ ગયા. મરજી કરાવનાર હવે કોઈ રહ્યું નહિ માટે રાજભાઈ જે રાજા થયા છે તેની મરજી રાખશો તો માય રેહેશો. નહિ તો જીવવું ભારે પડશે.

રાણી.—દાસી તું શું બકેછે. તારી જીભ, કાપવી પડશે ને રાજભાઈને ખૂંદવો પડશે. મને મારા જીવની દરકાર નથી.

જેકલી.—હમજણાં થાઓ ને મારૂં માંનો. પછી જુવો કેવું સુખ મળેછે તે—

રાણી.—(ગુસ્સે થઈ દાસીને મારવા જાયછે.) રાંડ શંખણી તું નવળ નથી એમ હવે મારી ખાતરી થઈ, તું જેકલી છે. તેં કપટકાર્યમાં સામીલ રહીને બધી ખરાબી કરી છે. રાજાજીનો અંત તેં આણ્યો

છે. મારો કુંવર મારી પાસેથી છીનાવી લીધો છે. મારૂં અહિં જોર નથી પણ મારી બેહેનનો આશ્રય લઈ હું શું કરીશ તે એ જોશો.

**રાજભાઈ.**—(પ્રવેશ કરીને) હાં ? તું જેકલીનું માનતી નથી ને વળી તારી બેહેનનું જોર બતાવેછે ? (તેને વળગવા જાયછે. તે ગુસ્સામાં આવી તેને લાતોનો પ્રહાર કરી અદમુવો કરી નાંખેછે.)

**પ્રેમરાય.**—(ક્રોધાવેશમાં તેને તરવારનો ઘા કરવા જાયછે.) દુષ્ટ, ચાંડાલ !

**વિદ્યાધર.**—હાં હાં, મહારાજ, એ તો ખેલ છે.

**રાજભાઈ.**—લે લેતી જા ત્યારે (રાણીના માથામાં એક એવો થપડ મારેછે કે જેથી કરીને તે મૂર્છા ખાઈ પડેછે.)

**જેકલી.**—હવે એમાં માલ નથી. આપની ધારેલી વાત પાર પડે એમ નથી.

**રાજભાઈ.**—મારી તો ખાતરી અગાઉથી હતી કે એમાં કાંઈ વળવાનું નથી માટે હવે તો એજ ઉપાય છે કે એને આગળ પગલાં ભરતી અટકાવવાને માટે રામશરણ પોહોંચાડવી. હું હવણાં જઈને માણસ મોકલુંછું તે એને ઝાલી લઈ જઈને રાજાની જે ગતિ થઈ તેવી એની કરશે. (જાયછે)

---

## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો.

સ્થલ, ઉદયસિંહનું ઘર

ઉદયસિંહ અને એની સ્ત્રી બાલાદેવી.

**ઉદયસિંહ.**—પ્રિયા તેં કલ્પાન્ત ઘણું કર્યું. હવે તું વિલાપ કરવો છોડી દે. મહાદેવને ગમ્યું તે ખરૂં. એણે પુત્ર આપ્યો હતો અને વળી આપણાં પૂર્વજન્મનાં બળિષ્ટ પાપ હશે તેથી પાછો થયો.

**બાલાદેવી.**—આપણા દુખી સંસારમાં ઘણે વર્ષે છોકરો અવતર્યો અને પાછો થયો એ મારાથી વેઠાતું નથી. તમે એને અત્યારે લઈ જશો ? ત્યારે હવે હું એનું મ્હો નહિ દેખું

ઉદયસિંહ.—એનો ને આપણો સંબંધ જેટલી વાર રેહેવાને સરજેલો તેટલી વાર રહ્યો. મધ્યરાત ગઈ છે. આટલી વેળાએ હું એને ડાટવા લઈ જાઉછું.

બાલાદેવી.—સગાંવાહાલાં કોઈને જાણ કર્યા વિના એમ કેમ થાય? બાયડિયો આવશે તેની સામે વિલાપ કરીને હજી વધારે રડીશ ત્યારે મારૂં મન ખાલી થશે.

ઉદયસિંહ.—તું ઘણી સમજું છે. રડવાથી શું વધારે છે? આવડા ન્હાના બાળકને માટે આવી વેળાએ સગાંવાહાલાંને ઉંઘમાંથી ઉઠાડી બોલાવીશું તો તેમને સારૂં નહિ લાગે માટે હું મારી મેળે એને લઈને એકલો ડાટવા જાઉછું.

બાલાદેવી.—તમને બીક નહિ લાગે? સમશાણમાં ઘણાં ભૂત હોયછે તેમને જોઈને તમે છળશો. વળી તમારે ખોદવું પડશે માટે સવાર ઉપર રાખો તો ઠીક.

ઉદયસિંહ.—ના નહિ, હું હથિયાર સજીને જાઉછું; સાથે કોદાળી પાવડો લેતો જાઉછું. મારી કાંઈ ચિંતા કરીશ નહિ. હું ભૂતથી ડરતો નથી. (પોતાના પુત્રનું મડદું લઈને સ્મશાનમાં જાયછે.)

## પ્રવેશ ૨ જો.

### સ્થલ, સ્મશાન.

### દેવો, જગો, અને રાજકુમાર.

દેવો.—અલ્યા જગા, મૂચ એને હેઠે ને કાઠ માંહથી મારો.

જગો.—અલ્યા દેવલા, જોને કોક આવેછે. કોણ છે, જો જરા આગળ.

દેવો.—હું તો આગળ જતો નથી. મને તો બીક લાગેછે મારા ટાંટિયા ધ્રૂજેછે.

જગો.—મુવારે તું ધ્રૂજતો, રાણીને ઠાર કરવી હોત તો તું શું કરી શકત.

દેવો.—મને તો બીક લાગેછે તેથી હું ધ્રૂજુછું પણ તું આવડો ગભરાઈને કેમ કાંપછ જે?

## ઉદયસિંહ પ્રવેશ કરેછે.

ઉદયસિંહ.—આ સ્મશાનનો દેખાવ ખરેખરો ભયંકર છે. પણ પેલા ભૂતના ભડકા થાયછે. શૂરવીરોના આગળ ભૂતનું કાંઈ ચાલતું નથી એમ કેહેવાયછે તે ખરી વાત છે. હું ભડકા દેખુંછું પણ મને કશી બીક લાગતી નથી. અરે આ જમણી બાજુએ શાનો અવાજ સંભળાય છે? કોઈ બાળક રડેછે. એ જગ્યા બાળકોને ડાટવાની છે અને તે ધામટ કેહેવાયછે મને લાગેછે કે બાળકને ડાટવા સારૂ કોઈ ખાડો ખોદેછે ( જરા આગળ ચાલીને ) હા, ખરી વાત. બે જણ વાતો કરતા હોય એમ સંભળાયછે. પણ બાળક તો રડેછે. મરી ગયેલું નથી ત્યારે એ તે શું હશે? બાળકરૂપે ભૂત હશે?

જગો.—એ તો પાહે આવતો જાયછે. હવે ચમ કરીશું?

ઉદયસિંહ.—આ એકાન્ત જગ્યાની શાન્તિમાં વિઘ્ન પાડનાર કોણ છે? બોલો ઉતાવલા, નહિ તો મારી તરવાર પોતાનું કામ કરીને કાળીને પ્રસન્ન કરશે.

જગો.—ભાઈ દેવલા, નચ્ચી આપણી વાત ઝલાઇ ને હવે આપણે માર્યા જ્યા.

દેવો.—મેં તો કીધુંતુતો જે કુંવરને મારીશું તેથી કાળી આપણા ઉપર કોપશે પણ મારૂં તેં માન્યું નહિ.

ઉદયસિંહ.—કોઈ ઉત્તર નથી આપતું તો મારી આ સમશેરે તેને હવણાંજ બોલાવશે.

જગો.—બાપજી! મને મારશો નહિ. અમે અમારી રાજીખુશીથી આ કામ કરવા આયા નથી.

ઉદયસિંહ.—તમે કોણ છો અને કોના મોકલ્યા આવ્યા છો?
( રડતા કુંવરને પોતાના હાથમાં લેઈ જગો તેને અટકાવા જાયછે. તેવામાં પોતાના છોકરાને નીચે મૂકીને કટારનો ઘા કરવા જાયછે. )

જગો.—બાપજી, રાજભાઈના હકમથી તેના કાંમદારે અમને આ કાંમ કરવા કીધુંતું એમાં અમારો વાંક નથી.

( મુસ્કા બાંધેલો ઢોલાગય કાયસ્થના સામું જોઈને ભયભિત થાયછે. )

ઉદયસિંહ.—વારૂ ત્યારે તમારો વાંક નથી તો હું તમને જતા મૂકુંછું.

દેવો.—ભાઈશાબ તમે આ કુંવરને ક્યાં લઈ જશો. રાજભાઈ જાણશે જે અમે એને ડાટી દીધો નથી તો અમને બાંધ મારશે.

જગો.—અરે બાંધ મારશે તો મારશે પણ અમને આપ્યું છે. તે ખુંચી લેશે.

ઉદયસિંહ.—તેની તમે ચિંતા કરશો નહિ. તમે સહુકાઈથી ચાલશો અને બધી વાત કહી દેશો તો હું એવી રીતે ગોઠવણ કરીશ કે તમારી વાત રાજભાઈ કે તેનો દુષ્ટ કારભારી કોઈ પણ જાણશે નહિ.

દેવો.—જુવો ભાઈશાબ અમે મારા છિયે તો પણ આ કુંવરને રાણી પાહેથી લેઈ લેતાં તેણે જે ચીચોટા નાંછ્યા તેથી મારી છાતી કાંપી ગઈ પણ શું કરિયે.

ઉદયસિંહ.—રાણી હવણાં ક્યાં છે?

જગો.—તેનું તમારે શું કાંમ છે જે?

ઉદયસિંહ.—શું કામ છે? આ કટાર હવણાં કેહેશે (તેને મારવા જાયછે.)

જગો.—ભૂલ્યો બાપજી, મને મારશો નહિ.

દેવો.—હવે, વાત ચોરી રાખી રેહેવાની નથી. રાજભાઈયે રાજાજીને ઝેર દેઈને મારી નાંખવા ઘણા દાહાડાથી પેરવી કીધી પણ કોઈ ચાકર ફૂટ્યો નહિ. એટલે શકારે હંગાથે જઈને રાજા ઉપર ઘા કરીને એમ ઠરાવ્યું જે વાઘે રાજાને ફાડી ખાધા પછી કુંવરને ને રાણીને મારી નાંખવાનું કાંમ અમને હોંપ્યું.

ઉદયસિંહ.—શિકારમાં રાજાને મારી નાંખ્યા એ તમે ક્યાંથી જાણ્યું?

દેવો.—અમારો જોડિયો ભગળો કરીને છે તે હંગાથે હતો ને જાણ્યુંકને રાણીને મારવાનું કાંમ તેને હોંપ્યું છે તો.

ઉદયસિંહ—જુવો ભાઈ તમે રાણીને ઉગારવાના કામમાં મારી સાથે સામેલ થાઓ તો જે માગો તે હું તમને આપું. તમારે ને મારે શરત એટલી કે રાણીને ઉગારી છે એમ કોઈને જાણ પડવા દઈશ નહિ.

જગો.—દહ વીઘાં ભોંય આપો તો અમે બધું જોખમ માથે લેઈયે પણ તમે કીધું તમ હરત એટલી જે વાત કોઈ જાણે નહિ.

ઉદયસિંહ.—એ વાત કબૂલ છે, આ મારો છોકરો કુંવરના જેવડોજ છે એને કુંવરને ઠેકાણે ડાટી દઈને કુંવરને મારે ઘેર લઈ જઈ મારી વહૂને આપીશ.

દેવો.—તમારી વહૂ જાણશે જે કુંવર ક્યાંથી લાયા, તાણે?

ઉદયસિંહ.—સાંભળ, તે નહિ જાણે. હું કહીશ જે આપણા છોકરાને ખાડો ખોદવા ભોંય ઉપર મૂક્યો એટલે તે આળસ મરડીને રડવા લાગ્યો તેથી ઘેર પાછો લઈ આવ્યો.

જગો.—તાણે તમારી વહૂ ઓળખશે નહિ જે આ તો મારો છોરો નોહોય.

ઉદયસિંહ.—ન્હાનાં બાળકનામાં લોક ધારીને જુવે ત્યારે તફાવત વરતી કાહાડી શકે, નહિ તો બહુ ફેર જણાય નહિ. વળી જુવો આ રાજકુંવર અને મારા છોકરાના ચેહેરામાં ઘણો ફેર જણાતો નથી. વળી છોકરાનો જન્મ થયા પછી મારી વહૂ ઘણી માંદી રેહેછે. તેની આંખ્યોએ પણ ઘણું દરદ થઈ આવ્યું છે તેથી જન્મ્યો ત્યારથી અજવાળામાં તેણે મારા છોકરાને જોયોજ નથી.

દેવો.—તાણે, તો બહુ પાંશરૂં આયું. જગા, ખરૂંકને? હેંડો તાણે નાંખો તમારા છોરાને ખાડામાં. (છોકરાને ખાડામાં નાંખી ડાટી દે છે)

ઉદયસિંહ.—હું આ કુંવરને મારી વહૂને સ્વાધીન કરી આવું તેટલી વારમાં તમે ભગલા પાસે જઈને રાણીને ઉગારો એ ભગલો ક્યાં હશે?

દેવો.—ભગલો ક'તો તો જે રાણી જો રાજભાઈને તાબે થઈને રેહેશે તો રાજભાઈ ઈને રાખશે ચમ જે રાણીનું રૂપ તેને મન બહુ વશી જયું છે.

ઉદયસિંહ.—એ ચાંડાળ રાજભાઈ અરે રાજભાઈ નહિ પણ રાજશત્રુ એની ધારણામાં કદિ પાર પડવાનો નથી. રાણી બાલાદેવી એવી છે કે એમનું જો ચાલશે તો એ પાપીને પૂરો કરશે.

જગો.—ભાઈશાબ તમે કોહોછો ઈમજ છે. આ કુંવરને અમે

એની મા પાહેથી ઓંટાવી લાયા તે અમારૂં મન જાણેછે. ઈમના કળકળાટથી ને ઈમની લાતો ને મુચિયોથી અમારાં પેટ પાચી જ્યાં છે.

દેવો.—જુવો ભાઈ રાણીને મારવાનું ભગલાને કીધું હશે તો એ રામદેવની વાવ જે ભાગા તળાવ ઉપર ખુણામાં છે તાં લેઈ આવશે માટે તમારી વાટ જોઈને અમે તાં બેશીશું.

ઉદયસિંહ.—તમે કોલ આપો કે કહ્યા પ્રમાણે પળીશું.

જગો.—તાણે તમે કોલ આપો કે દગો દઈશ નહિ ને વાત છાંની રાછેશ.

ઉદયસિંહ.—લ્યો મારો કોલ છે.

દેવો.—તાણે અમારો પણ કોલ છે. (જાયછે.)

### પ્રવેશ ૩ જો.

સ્થલ, ભાગા તલાવ પાસે રામદેવની વાવ.

ભગો, જગો, અને દેવો.

ભગો.—અલ્યા જગલા, આ બાઈયે તો મને અદમુવો કરી નાંછ્યો છે. માટે હું તો ઈને ઉગારવા દેશ નહિ.

ઉદયસિંહ.—(પ્રવેશ કરીને) ભાઈ ભગા તું એવો નમેહેરો થઈશ નહિ, એ અખુલા જાતિ પોતાના જીવનું રક્ષણ કરેવા ગમે તે કરે તેને માટે તારે એવો વિચાર કરવો નહિ.

જગો.—મને દેવાએ તમારે માટે કીધું છે જે એ કોઈ પુરા માંહણ છે ને વાત ફૂટે તમ નથી તેથી જરા મારૂં મન બદળાયું, નહિ તો ધા કરવાની તૈયારીમાંજ હતો.

જગો.—જુવો ભાઈશાબ અમે તમારા આવતા પેહેલાં કેટલાક ઠરાવ કીધા છે તે એ જે આ રાણી ગાંડાં થઈ જ્યાં છે, કાંય ભાંન છે નહિ, નજરમાં આવે ઈમ બકેછે તે તમારી નજરે જુવોછો. માટે ઈમને આઘે દેસાવર મોકલી દેવાં ને કુંવરને આપણા ઠરાવ પરમાંણે તમારે ઘેર રાખવા.

ઉદયસિંહ.—એ ગાંડાં થઈ ગયાં છે માટે કુંવર જો એમની સ. રાખિયે તો સારાં થાય..

ભગો.—ના ઈમ થાય નહિ, રાંણીના માથામાં માર ઘણો પડ્યો છે તેથી ઈમનું માથું ફરી જ્યુ છે નહિ તો એવડાં બધાં ગાંડાં નુતાં કાઢતાં; માટે ઈમને એકલાંને આઘે દેશ મૂકી આવો તો અમે હોંપિયે. નહિ તો પછી અમને ફાવશે તમ અમે કરીશું.

ઉદયસિંહ—તમે બધાએ મારી સાથે ઘણી સલુકાઈથી ચાલ ચલાવી છે માટે તમારી સાથે મારે પણ તેમજ ચાલવું તેથી તમારો ઠરાવ હું મંજુર રાખુંછું. મારો એક રજપૂત ચાકર છે તે આ નગરનો રેહેવાશી નથી તેથી એને રાણીની સુપ્રત કરીને ખરચી આપીને આઘે મોકલીશ એટલે કોઈ વાત જાણશે નહિ.

ભગો.—જો ગનેહને વાત જણાય તો રાજભાઈ ને તેનો કારભારી અમને ઘાંણીમાં ઘાલીને પીલી નાંખે માટે અમારો જીવ જોખમાય ઈમ થાય નહિ ને રાંણી ને કુંવર જીવતા રેહે એમાં અમે રાજી છિયે, ચમ જે અમને મળવાનું તે મળ્યું છે.

ઉદયસિંહ.—વળી કુંવર મ્હોટો થશે ને પરમેશ્વરનો બનાવ હશે તો રાજભાઈ નરમ પડતાં કુંવર ગાદી ઉપર બેસશે ત્યારે તમારી નકીનો બદલો તમને કેવો હું અપાવીશ તે અગાઉથી કેહેવા કરતાં તે પ્રસંગે બતાવી આપીશ.

દેવો.—તાંણે તો ભાઈશાબ, તમારો ગણ અમે આભલામાં પણ નહિ ભૂલિયે.

જગો.—એ વાત પાંશરી છે. પણ આ વાત ઉઘાડી પાંડવાની નથી માટે અમને એવો બદલો નહિ મળે તો એવડી બળબળ નથી.

ઉદયસિંહ.—જુવો ભાઈ મૂર્ખાઈનું પગલું હું ભરૂં એવો નથી, તમારા જીવ સાથે મારો જીવ પણ મેં જોખમમાં નાંખ્યો છે. માટે એ વિષે તમે નિર્ભય રેહેજો.

ભગો.—ઠીક છે. પણ જોને જગા, ગાડી ખડખડતી હોય ઈમ જણાયછે માટે રાંણીને લેઈ આયા કે શું ?

(બધા તેના ગાડા પાસે જાયછે.)

રાણી.—મેં મેં ના કહી રાજા ભાઈ ભેળી—ભાઈ શાનો ભાઈ હું માને ઠેકાણે, તે એ જાંણે, તોય તાણે. દગો દગો દગો. રાજાજીને

વાઘ—તેને વાઘ—ના ના ના, મારે મારે શું મારે? ખેંચ્યો, તાણ્યો, લીધો કુંવર. ગયો, રહ્યો નહિ. મારો મારો મારો એ પાપીને મારો. કાપો કાપો કાપો મને કટાર આપો, ખાધું. શું ખાધું? શું ખાવું. નવલ નહિ આવું. જા જા જા.

ઉદયસિંહ.—અરે પરમેશ્વર, મહાજનોની પણ આ દશા થાયછે. ખરે રાણીનું મગજ ઠેકાણે નથી માટે પ્રથમ મેં મારે ઘેર એમને છુપાં રાખવાનો વિચાર કર્યો હતો પણ તમારા આગ્રહથી મેં નાખુશીની સાથે તે ફેરવ્યો હતો હવે રાણીજીની સ્થિતિ જોઇને મારી ખાતરી થઇ કે એમને દૂર દેશાવર પોહોંચાડી દેવાં. હું વેળા જોઇને ભાળ કાઢતો રહીશ. હવણાં હું પોતેજ જઇને પોહોંચાડી આવુંછું.

ભંગો.—હા એમજ કરવું. તમારી મરજી હોય તો હું હંગાથે હેડો આવું ચમજે આ ગાડું હાંકનારો મારો ભતરીજો છે તે રહતાનો અજાણ્યો છે.

ઉદયસિંહ.—આ ને આજ ગાડામાં હવણાં લઇ જવાય તો ઘણું સારૂં, કેમજે ચાંડાલ રાજભાઈ તપાસ કરે ને વાત પકડાય તો આપણે કરેલી તતબીર ઉઘાડી પડે ને સર્વને નુકસાન થાય. માટે તમે બધા વેરાઈ જાઓ. હું ભગા સાથે જાઉંછું.　　(સર્વ જાયછે.)

---

## અંક ૩ જો.

### પ્રવેશ ૧ લો.

સ્થલ, ઉદયસિંહનું ઘર.

ઉદયસિંહ.—(એકલો) રાણીને દેવનગર મેં ઘણાં વર્ષ રાખ્યાં એ આપણા દેશની હદબાહાર છે તોપણ અંતર ઝાઝું નથી તેથી પ્રેમપુરીના લોકોનો જવર અવર ઘણો છે માટે દૂર દેશાવર લઈ ગયા વિના ઠીક નહિ પડે. વૈદ્ય ઉપાય કરનાર સારો મળ્યો છે તેથી ઔષધ ચાલતા સુધી ત્યાં રેહેવા દઈશ. પછી હું મારી ભેળે ત્યાંજ

જઈશ. કુંવર તો હવે ઉગર્યા પણ રાણીની સંભાળ મારેજ રાખવી. હું જવર અવર રાખીશ તેથી ઠીક પડશે. એ વાત તો બધી ખરી પણ દેહ છે કદાપિ ને મારો કાળ થયો તો પછી સાચી વાત ઢંકાઈ જશે. જગતમાં સાચ ઢંકાઈ જાય અને જૂઠ તરી આવે એમ થવું જોઈયે નહિ. માટે રાણીનું મંગળસૂત્ર જે મેં છોડી લીધું છે તે તથા કુંવરને પેહેરાવેલું ચમત્કારિક ઝભલું અને ટોપી એ સર્વે મારે સંઘરી રાખવાં જોઈયે. અને બધી વિતક વાત લખીને તે ભેગી મૂકવી જોઈએ. હું કુમારને સારી પેઠ ભણાવીને કુશળ કરીશ અને રાણી પાસે જતી વેળા તેને કેહેતો જઈશ કે "તુને વારસો આપવાને મારી પાસે કાંઈ "નથી, માત્ર તારા હાથપગનો અને તારી બુદ્ધિનો વારસો આપી "જાઉંછું તોપણ જો તું મને કૉલ આપે તો એક સ્થાન હું દેખાડું, "તે સ્થાન, કશું પણ બાપ પરાક્રમ કર્યા વિના જુવે નહિ, તો હું "તે સંબંધી કાંઈક વાત કહું."—

**પ્રેમરાય.**—(સભામંડપમાં) ભાઈ પ્રતાપરાય! પ્રિયા ચારૂમતી! આ શો ચમત્કાર.

**ચારૂમતી.**—પરમેશ્વરની અકળ ગતિ છે.

**પ્રેમરાય.**—બ્હેન ચતુરી, તને સાંભરેછે કે?

**ચતુરી.**—હા ભાઈ, કારાગૃહમાં તમે મને કહ્યા હતા તેના તેજ એ બોલ.

**પ્રેમરાય.**—ભાઈ પ્રતાપરાય! મારા પિતા ઉદયસિંહે મને જે શબ્દો કહેલા તેજ આ શબ્દો છે. અરે આ ખેલનો આરંભ થયો છે ત્યારથી મારા મનમાં સંકલ્પ વિકલ્પ થાયછે તે કોઈ જૂદાજ પ્રકારના છે.

**પ્રતાપરાય.**—હા, ઇંગિત ઉપરથી હું કળી ગયો છું. હું પણ એટલુંજ આશ્ચર્ય પામુંછું. જુવો સાંભળો એ આગળ ઉપર શું કેહેછે.

**ઉદયસિંહ.**—કુંવર કૉલ આપશે ત્યાર પછી હું તેને કહીશ કે "આ તાકામાં કાંઈક વસ્તુ છે, તે સ્વતઃ ઘણી મૂલ્યવાન નથી, ત- "થાપિ તેના સાધનથી તને અત્યાનંદ અને ઘણો લાભ થશે; પણ "તું કાંઈ એવું પરાક્રમ કરે કે તેથી લોકોમાં તારૂં રૂડું નામ નીકળે.

"અને તારા ગુરૂજી સ્વિકાર કરે કે એ પરાક્રમ, તને છાની વસ્તુ જો-"વાની સત્તા આપેછે તોજ તે તારે જોવું અને જોતી વેળાએ તેમને "સમક્ષ રાખીને જો જે તથા તેમની સલાહ લઈને અને તારી રૂડી "બુદ્ધિ જેમ પ્રેરે તેમ વર્ત્તજે."

**પ્રેમરાય.**—(અધીરો થઈ એકાએક ઉઠીને) કેમ બેહેન ચતુરી હવે કશો સંશય છે?

**ચતુરી.**—ના જી.

**પ્રેમરાય.**—ગુરૂજી, ગુરૂજી, મારા વાહાલા ગુરૂજી, મારા પિતાનાં વચન પણ આ ખેલમાં કહી સંભળાવ્યાં એવાંજ હતાં માટે મારામાં અધિરાઈ એટલી બધી વધી પડી છે કે મને બતાવેલા તાકામાં શું છે તે જોવાને હવે હું યોગ્ય થયો છું એવી તમે હા ભણો કે તેનીજ સાથે તે મૂલ્યવાન અને આનંદદાયક વસ્તુ જોવાને હું મારે હાથેજ તે તાકું ઉઘાડું. ગુરૂજી, ક્યાં છે મારા પિતાજી, બોલાવો એમને.

**વિદ્યાધર.**—મારા પ્રિય શિષ્ય, અહો, મારા યોગ્ય રાજાજી તમે એ તાકાની વસ્તુ જોવાને ખરેખરા યોગ્ય થયા છો. માટે ઉઠો અને જુવો. હું આપના પિતાજીને બોલાવુંછું (બોલાવેછે.)

**નેપથ્યમાં.**—પુત્ર પ્રમાણે પાળેલા, મારા રાજાજી, હું ઉદયસિંહ જેને આપ પોતાનો પિતા જાણોછો તે હું આપનો પિતા નથી.

**પ્રેમરાય.**—હેં ઉદયસિંહ મારા પિતા નહિ?!

**ઉદયસિંહ.**—(નેપથ્યમાંથી બાહાર આવીને) મારા રાજા. આ વેળાએ તમને જોઈને મને આનંદ થાયછે તે બતાવી આપવાને મારી ન્હાની સરખી જીવ જરા પણ શક્તિ ધરાવતી નથી. મને આ વેળાએ કેહેવાને અતિશય આનંદ ઉપજે છે કે આ ખેલમાં જે રાજકુંવરનું કથન કરવામાં આવ્યું તે રાજકુંવર તમે પોતેજ છો. (સભામંડપમાં આનંદના પોકાર થાયછે.) તેની શાખીતીમાં ઉઘાડો આ મારા ઘરનું તાકું અને તમે જુવો. હું તો પ્રવાસમાંથી ચાલ્યો આવ્યો છું ને ઘરમાં હવણાંજ દાખળ થઉં છું. કેમ ચારૂમતી ખરૂં કે નહિ?

**ચારૂમતી.**—હા જી.

**પ્રેમરાય.**—પિતા ઉદયસિંહ આ ઉપકાર મારાથી કેમ વળાશે?

(તે તાંકું ઉઘાડેછે.) આજ તે ઝભલું ને આજ ન્હાનકડી મારી ટોપી? (સાનંદાશ્ચર્યથી પેહેરેછે.) આ શું?

ઉદયસિંહ.—એ આપનાં દુઃખી માતાનું મંગળસૂત્ર.

પ્રેમરાય.—મારા ધર્મપિતા. મારી માતા ક્યાં? આ સૂત્રની પેહેરવાવાળી, (ઢોલારાયને બતાવીને) આ દુષ્ટ ઢોલારાયે, આ કેહેવાતા રાજભાઈએ, અરે એ ચાંડાળે સતાવેલી અને પોતાની પ્રતિષ્ટાને માટે પ્રાણ આપવાને તૈયાર થયેલી એવી પેલા ઘાતકી પણ દયાળુ મારાઓના હાથમાં સંપાયલી તેને તમે દૂર દેશાવર ઉગારવા લઈ ગયેલા તે ક્યાં? અથવા તેનું શું થયું તે કૃપા કરીને મને સત્વર નિવેદન કરો.

ઉદયસિંહ.—(બાલાદેવીને પ્રવેશ કરાવીને) રાજાજી આ તમારાં માતાજી એ ક્ષેમ કુશળ છે પણ હજી લગણ પરિપૂર્ણ રીતે ઘેળછામાંથી મુક્ત થયાં નથી.

પ્રેમરાય.—(તેને લટીને) ઓ મારી માતા. તું એક મહાન્ રાજાની રાણી તેની આ વલે થઈ! ઓ મારા ધર્મપિતા, જો ઈશ્વરે તમને લાગ આપ્યો નાહોત તો મારી વાહાલી માતાની અને મારી શી વલે થવાની હતી તે મેં નજરે જોયું.

બાલાદેવી.—(નવાઈનો દેખાવ ધારણ કરીને) હા, મારો કુમાર તે આજ, મારી જે છાતીમાંથી એને દૂધ પાયલું તે છાતીમાં હવે શીતલતા ઘણી વળી અને આજે આટલાં વર્ષ થયાં તોપણ પાનો ચઢેછે માટે એજ મારો કુમાર.

પ્રેમરાય.— માવજી, મારાં માવજી, હું તમારો તેજ કુમાર છું. રંકસ્થિતિમાં ઉછર્યો પણ તમારૂં માપ જાળવી રહ્યો છું એ બધો પ્રતાપ આ ઉદયસિંહ મારા ધર્મપિતાનો અને તેનોજ આપણે ઉપકાર માનવાનો છે. અને જેને મેં પોતાનાં માતા જાણેલાં અને જેનું સ્તનપાન કરીને તેના અતિશય પ્રેમમાં હું ઉછર્યો તે માતાનો પણ એથી વધારે પાડ માનવાનો છે. અરે તે આ પ્રસંગ જોવાને જીવ્યાં હોત તો તેમને કેટલો બધો આનંદ થાત.

બાલાદેવી.—કુમાર મળ્યો, કુમાર મળ્યો. મારો વાહાલો કુમાર

આવડો મ્હોટો થઈને મને મળ્યો. હેં હું ક્યાં હતી? મારા કુમાર, આટલ દિવસ હું ક્યાં હતી?

પ્રેમરાય.—માતાજી તે હું હજી લગણ કશું જાણતો નથી. માર ધર્મપિતા ઉદયસિંહ જાણે.

ઉદયસિંહ.—રાણીજી તમને મેં બાલાપુરીમાં એકાન્ત જગ્યાએ રાખ્યાં હતાં.

બાલાદેવી.—બાલાપુરી! મારી ન્હાની બેહેનના રાજધાની નગરમાં. (આનંદથી મૂર્ચ્છા આવેછે)

બાલારાય.—રાણીજી શું કેહેછે? પોતાની ન્હાની બેહેનનું રાજધાની નગર—બાલાપુરી! અહો પરમેશ્વર, આ રાણીજીનું મુખ મને મારી માતા જેવું લાગતું હતું તેનું કારણ એજ કે? ત્યારે શું એ મારાં માશી. (તેને ભેટેછે.)

ચતુરી.—કેવું આશ્ચર્ય, આ રાણીજી મારાં માશી થાય? (તને ભેટવા દોડી જાયછે.)

પ્રેમરાય.—બેહેન ચતુરી, મેં તને મારી વાહાલી બેહેન કહી હતી તે પ્રમાણે તું ખરેખરી મારી વાહાલી બેહેન નીકળી. શી પરમેશ્વરની ગહનગતિ! એક ઘડી ઉપર હું એક ગરીબ રજપૂતનો પુત્ર પોતાને માનતો હતો અને હવણાંજ એક રાજાનો પુત્ર ઠર્યો. અને બીજા મહાનરાજાનો મશિયાઈ ભાઈ ઠર્યો. બાલારાય, મારા પ્રિય બાંધવ, મારી પ્રિયા ચારૂમતીને તમે આટલો બધો આશ્રય આપ્યો એમાં ભાઈપણાનું પણ કૂખ્યા ભાઈપણાનું ઘણું હેત બતાવ્યું છે.

બાલારાય.—એક બેહેનનો ખોળ કરતાં બેહેન હાથ લાગી અને તમારા જેવા એક પરાક્રમી ભાઈ અને મહાકરૂણાજનક માશીનો શોધ લાગ્યો. માશી તો મને મળ્યાં હતાં પણ તે વેળાએ માશી કોણ જાણતું હતું. (ચતુરીને) બેહેન ચતુરી, આપણાં માવજી પણ સંગાથે આવેલાં છે અને ઉદયસિંહે તેમને અહિં બોલાવા મોકલ્યું છે તે હવણાંજ આવશે.

ચતુરી.—શું મારી વાહાલી માતા—મારી જનિતા સંગાથેજ છે અને તેનો ભેટો મને હવાગાંજ થશે.

પ્રેમરાય.—મારાં માશી પણ મને હવણાંજ મળશે ? શો સુમનો ચોઘ ! શું પેલાં પધારેછે એજ !

ઉદયસિંહ.—( લીલાદેવીને ) મહારાણી, આ તમારી ખોવાયલી પુત્રી એનું નામ એના પાળક આ વિદ્યાધરે ચતુરી કરીને રાખ્યું છે.

લીલાદેવી.—શું મારી પુત્રી ? ( મૂર્છા પામેછે અને શુદ્ધિમાં આવેછે.)

ચતુરી.—હા માવજી હું તમારી પુત્રી અને આ મારી માશી.

લીલાદેવી.—શું મારી મ્હોટી બહેન, બાલાદેવી ?

બાલાદેવી.—ઓ મારી પ્રાણપ્રિય બેહેન હું તારી મ્હોટી બેહેન ! મહાદુઃખ સહન કરેલું એવી તારી મ્હોટી બેહેન અને આ તારો ભાણેજ.

પ્રેમરાય.—( તેને પગે લાગીને ) મારાં વાહાલાં માશી હું રંક રજપૂતની સ્થિતિમાં ઉછરેલો પણ ચતુરીના જેવોજ રાજવંશી તમારો ભાણેજ અને આ ( પ્રતાપરાયને બતાવીને ) તમારો પુત્ર, ખરો પુત્ર નહિ પણ મારી વાહાલી બેહેન ચતુરિયે પરણવાને પસંદ કરેલો એક શૂરવીર રજપૂત પ્રતાપરાય.

લીલાદેવી.—( પ્રતાપરાયને માથે હાથ મૂકીને ) ચિરંજીવ ! દીર્ઘાયું થાઓ.

બાલારાય.—માવજી અને માશી બાલાદેવી ! પરમેશ્વરે ઘણો ચમત્કારિક પ્રસંગ આણ્યો છે. આ ચારૂમતી મારા ભાઈ પ્રેમરાયની હવે પછી થનારી રાણી.

બાલાદેવી.—વહૂ, મારા પુત્રની સાથે અખંડ સૌભાગ્ય અને સુખ ભોગવો.

લીલાદેવી.—બેટા ચારૂમતી ! તું તારા પતિ સાથે ઘણું જીવો.

બાલારાય.—માવજી હજી એક ચમત્કાર તમને જણાવવાનો છે. આ ચારૂમતીના પિતા કોણ છે તે આપ જાણતાં નથી.

લીલાદેવી.—ના.

બાલારાય.—મારી બેહેન ખોવાઈ તેનું હરણ કરવાનું તોહોમત ઠગારાઓએ એમને માથે મૂકેલું તે આપણા ભાયાત ગુણવંતરાય.

લીલાદેવી.—શું એ ગુણવંતરાય ! શો આનંદનો દિવસ.

ગુણવંતરાય.—મારા ઉપરથી કલંક ગયું અને મહારાણીની

તથા મારા રાજાની કૃપા સંપાદન કરવાને મને પ્રસંગ મળ્યો તેથી હું ભારમુક્ત થયો. (તેને નમન કરેછે.)

માનસિંહ.—આ આનંદને પ્રસંગે હવે પ્રેમરાય જે ખરા રાજા ઠરી ચૂક્યા છે અને તેની અગાઉ પણ પ્રજામતથી રાજ્યના અધિપતિ નિમાયા છે તેમને રાજ્યાભિષેક કરવાનો સમય ખરેખરો છે.

વિદ્યાધર.—આ ચોઘડિયું એવું શુભ છે કે એમાં જે વિધિ થશે તે પરમેશ્વરના પરિપૂર્ણ આશીર્વાદ પામશે માટે રાજ્યાભિષેક અને લગ્નસમારંભ બંને એક પછી એક થવાં જોઈયે. પણ મહિષીને સ્થાને ચારૂમતી સ્થાપવાનાં છે માટે પ્રથમ લગ્નવિધિ ચાલવો જોઈયે. (શાસ્ત્રાનુસાર લગ્નવિધિ થાયછે પછી.)

ગુણવંતરાય અને મોહના.—ગુણિયલ પ્રેમરાય આ અમારી પુત્રી ચારૂમતીનું કન્યાદાન તમને દઈયે છિયે. વરવહૂ અખંડ સુખ ભોગવો.

લીલાદેવી.—ગુણિયલ પ્રતાપરાય અમારી આ પુત્રી ચતુરી તમને કન્યાદાનમાં આપિયે છિયે તેની સાથે તમે નિરંતર સુખી રેહો.

બાલારાય.—બેહેન ચતુરી, તું તારા પતિ સાથે કુશળ રેહે.

પ્રેમરાય.—મારી વાહાલી બેહેન ચતુરીને હાથે રાજતિલક કરાવાની મેં ધારણા કરી છે તે હવે સિદ્ધ કરો (બ્રાહ્મણોના આશીર્વાદ અને સભાના જયજયકારની ધ્વની વચ્ચે ચતુરી પ્રેમરાયને રાજતિલક કરેછે.)

પ્રેમરાય.—(સભાને) મારા અને પ્રજાના સંબંધમાં આ કેદ પકડેલા ઢોલારાય અને કાયસ્થે કપટ કાર્યો કરયાં છે તેમજ આ બેડીમાં સપડાયલા મેધારીરાયે જે વર્તણૂક ચલાવેલી છે તેમને વિષે ન્યાય કરીને તેમનાં કૃત્યનો યોગ્ય ઠરાવ કરવામાં આવશે. મારા ધર્મપિતા ઉદયસિંહની સૂચના પ્રમાણે હું જગા, ભગા અને દેવાને તુષ્ટીદાનમાં ભારે ગ્રાસ આપવા ધારૂંછું તે એ કે આ દુષ્ટ કાયસ્થને તેનાં કુટિલ કર્મો માટે જેટલો ગ્રાસ મળેલો છે તે સર્વેના ધણી હું તેઓને કરૂંછું. તેમજ બીજાં જેને તુષ્ટીદાન ઘટેછે તેઓને પણ હવે પછી ધારીને આપીશ. આ કેદ પકડાયલા કપટપુરીરાયે મારા પિતાની પછીની વેળામાં અયોગ્ય ચાલ ચલાવીને મારો અને પાસેના

બીજા રાજાઓનો દેશ ડબાવીને પોતાના ન્હાના ગ્રાસનું એક મ્હોટું રાજ્ય કરી બેઠા છે. તે તપાસ કરતાં એક ભન્વાડ દાખળ થઈ ગયેલો જણાઈ આવ્યો છે માટે તેણે મેળવેલા સર્વ રાજ્યનો ધણી, તેને જીતી લેનાર પરાક્રમી પ્રતાપરાયને હું કરૂંછું. તેમજ આ ઢોલારાયની વેળામાં એમણે તથા કાયરથે અને તેમની ટોળીના માણસોએ જે લોકોના ગ્રાસ, હક અને પસાયતાં લઈ લીધાં છે અને જેની નોંધ મેં મારા ૧૫ મા વર્ષમાં અને ત્યાર પછી કરી રાખેલી છે તે સર્વેને તેમના હક પાછા આપુંછું. તથા મારી બીજી સ્મરણીમાં લખેલા પુરૂષો અને સ્ત્રિયોને જન્મકેદ તેમજ કેટલાંક વર્ષોની અયોગ્ય કેદ કરવામાં આવેલી છે તે બધાંને કારાગૃહમાંથી મુક્ત કરૂંછું. અને આ પ્રમાણે જેઓને માટે મને લાગતું તેઓને ન્યાય આપવાનો અને મારી ખરી સ્થિતિ બાહાર પડવાનો પ્રસંગ ઈશ્વરના ચમત્કારિક સંકેતથી આવ્યો તે સારૂ તેની પ્રાર્થના, સ્તુતિ અને ભક્તિ કરવાનો દિવસ શ્રાવણ શુદી ૮ મનો ઠરાવુંછું. તેમાં મારી સર્વે પ્રજાએ ભાગ લેવો. એથી કરીને સત્ય કેવું તરી આવેછે, ન્યાયથી વર્ત્તનારાઓને અન્તે કેવું સુખ અને ન્યાય મળેછે તે મારી પ્રજાના અંતઃકરણમાં જડાઈ રેહે અને સર્વે સત્ય અને નીતિને માર્ગે વર્ત્તે. માટે સર્વે બોલો કઃ—

(ગીતિ) સત્ય તણો જય થાઓ, થાઓ જય સત્યનો સરવ ઠામે,
સત્ય જગતનું ધોરણ, માટે સત્યજ તરે બધાં કામે. ૨૦૩
જનસુખનું એ જીવન, પાયો જગનો જડાય એનાથી.
એ વણ ટકાવ પામે ઈમલો વ્યવહારનો ન કેનાથી. ૨૦૪
કૉલ, વચન ને સમનો, એ વણ વિશ્વાસ ન કરશે કોય,
સુખમાળાના મણકા, ગાંઠી દેનાર એજ હીર હોય. ૨૦૫
ન ભળે મલીનમાં એ, માટે હંકાઈ જાય તે ક્યારે,
તુંબડા પેઠ તરીને, સંબંધીને પછીથી તો તારે. ૨૦૬
જળને છિદ્રજ મળતાં, ખપ પરમાણે કરે માર્ગ હામે,
ત્યમ એક કિરણ ફૂટતાં, સત્યસૂર્યનો પ્રકાશ સૌ પામે. ૨૦૭
એ કદિ અસ્ત ન પામે, જૂઠ વાદળથી છવાયછે સેંજે,
પણ સત્યજ તે સત્યજ, સત્ય પ્રકાશે સદાય નિજ તેજે. ૨૦૮